॥ ओ३म् ॥

# ઓઢો કેર.

અને

# હોથલ પદ્મિણી.

## પ્રકરણ ૧ લું.

### નિગામરાનું અપમાન.



થળમાં આવેલા—ગંભીરુસરમાં ધલુડા નામનો સોઢા શાખાનો રાજા હતો, તે અભિમાની અને પોતાને સર્વોપરિ માનતો હતો. તેના રાજ્યમાં ઘણા જમીનદારો જુદી જુદી શાખાના રાજપુતો હતા. તેઓને જાગીરો આપી હતી અને તેના બદલામાં લશ્કરી નોકરી કરવાની હતી.

આ જમીનદારોમાં નિગામરા શાખનો સાંગણ નામનો રાજપુત હતો, તેને ધણુડા સોઢાએ સારો ગીરાસ આપી લશ્કરી નોકરીમાં રાખ્યો હતો. જ્યારે જ્યારે લડવાનો પ્રસંગ આવતો ત્યારે સાંગણ નિગામરો ધણુડા સોઢાના અંગરક્ષકનું કામ કરતો હતો. આવી રીતે વફાદારીથી ઘણા વર્ષ નોકરીથી

ધલુડા સોઢા પાસેથી ઘણા પુરસ્કારો મેળવ્યા હતા અને પ્રીતિ સમ્પાદન પણ કરી હતી.

એક વખત ધલુડો પોતાના સરદારોની કચેરી કરીને બેઠો હતો, તેમાં સાંગણ નિગામરો, બાંભણીયો, સમો વગેરે બેઠા હતા. ત્યારે રાજાએ કહ્યું કે "હું હવે સર્વોપરી થયો છું. ઘણી લડાઇઓ કરીને ઘણા રાજાઓને તાબે કર્યા છે. માટે હવે હું રાજા નહિ પણ પાદશાહ છું માટે મને પાદશાહ તરીકે ઓળખાવવા તમારી સલાહ શું છે?"

આવાં આત્મશ્લાઘાનાં વચનો સાંભળી ખુશામતીઆ હામાં હા કરવા લાગ્યા, પણ સાંગણ નિગામરાને આ વાત પસંદ પડી નહિ તેથી ઉભા થઇ બે હાથ જોડી બોલ્યો કે, "અન્નદાતા! હજી આપ પાદશાહ તરીકે ઓળખાઈ શકો નહિ કારણકે હજી ઘણા રાજાઓ જીતવા બાકી છે માટે પ્રથમ તમામને તાબે કરીને પછી પાદશાહનું ઉપનામ ધારણ કરવાથીજ સર્વમાન્ય થશો તો આપ તેમ કરશો તેવી મારી અરજ છે."

સાંગણ નિગામરાની આવી અરજથી ધલુડો સોઢો છેડાઇ ગયો કેમકે સાંગણ નિગામરા વિરૂદ્ધ ઘણા દિવસથી ઉશ્કેરણી ચાલતી હતી વિરોધીઓ ધલુડા સોઢાને કહેતા હતા કે "આપ પાદશાહ કહેવાઓ તે સાગણ નિગામરો દેખી શકતો નથી માટે તેને યોગ્ય શીક્ષા થવી જોઇએ. આવી ભંભેરણીથી કાનનો કાચો અને આંખનો આંધળો રાજા ભંભેરાયો હતો, તેમાં સાંગણ નિગામરાની કચેરી વચ્ચેની અરજથી તેનો વ્હેમ મજબુત થયો અને ઉશ્કેરાઇ બોલ્યો કે "નિગામરા! તમને હું આજ દિવસ સુધી મારા વફાદાર સરદાર છો તેમ માનતો હતો પણ તમારૂં આજનું કચેરી વચ્ચેનું અપમાન એ બતાવે છે કે તમો મારા પ્રત્યે બેવફા

છો માટે હું તમને આજ્ઞા કરૂં છું કે તમારે મારા રાજ્યની હદ છોડી ચાલ્યા જવું હવેથી ફરી મને મુખ દેખાડશો તો હું તમોને કારાગ્રહમાં મોકલીશ માટે અત્યારેજ ચાલ્યા જાઓ."

નિગામરો કંઇ બોલવા જતો હતો પણ ધલુડા સોઢાએ બોલતો અટકાવી ચાલ્યા જવાને ફરમાવ્યું તેથી અવનત ચ્હેરે ચાલી નિકળ્યો અને પોતાને ઘેર જઇ સ્ત્રી આદિને સાથે લઈ ચાલતો થયો. તેને એમ લાગતું હતું કે રાજા મને પાછો બોલાવશે પણ અભિમાનમાં અંધ થએલો રાજા નિગામરાને પાછો બોલાવવા ઇચ્છતોજ નહોતો. તેથી નિગામરાની જાગીર પણ ખાલસા કરી નાખી જ્યારે જાગીર ખાલસા થયાનીખબર નિગામરાને પડી ત્યારે અત્યંત ક્રોધે ભરાયો પણ અત્યારે બોલવાનો સમય નથી એમ વિચારી ચાલતો થયો.

નિગામરો હવે નિરાધાર સ્થિતિમાં આવી પડયો હતો થળ—પારકરમાં [illegible] કે ધલુડા સોઢાની ધાક હતી તેથી તેને કોઈ રાખવાની હિંમત કરી શક્યું નહી તેથી વિટંબણામાં આવી પડયો અને હવે શું કરવું? તે સુજતું નહોતું વિચારવા લાગ્યો.

નિગામરો વિચારમાં તન્મય થયો હતો તેને ક્યાં જવું, શું કરવું? તે પોતાના ઉચાળા આગળ ઘોડે સ્વાર થઇ ચાલતો હતો તેવામાં હડીયા વણઝારાની પોઠનો ભેટો થયો. હડીયો વણઝારો તે વખતમાં પ્રસિદ્ધ વેપારી હતો અને પોતાની પોઠોવતી દેશદેશાંતરમાં જઇ વેપાર ચલાવતો હતો. તે સમયમાં બાંભણાસરમાં પણ આવ્યો હતો, ત્યારે સાંગણ નિગામરાને અને હડીયા વણઝારાને સારો પરિચય થયો હતો જ્યારે નિગામરાને જણાયું કે હડીયા વણઝારાની પોઠ છે ત્યારે વણઝારાને મળવા ચિત્ત ચાહ્યું

તેથી પોઠને આગળ ચલાવી જ્યાં હઠીયો ઘોડેસ્વાર થઇ ચાલ્યો જતો હતો ત્યાં જઇને મળ્યો નિગામરાએ હઠીયાની સારી ખરદાશ કરેલી હોવાથી જ્યારે હઠીયાએ નિગામરાને જોયો ત્યારે વ્હાલથી ભેટી પડયો અને થળ–પારકર છોડી અહીં સુધી કેમ આવવું પડયું ? આ પ્રશ્ન પુછાયો ત્યારે તો નિગામરાના નેત્રોમાંથી અશ્રુપ્રવાહ ચાલવા લાગ્યો, આવું જોઇ હઠીયો આશ્વાસન આપવા લાગ્યો અને નિગામરાને શું દુઃખ છે તે જાણવા માગ્યું એટલે સાંગણ નિગામરાએ પોતાની વિતક વાત બધી કહી સંભળાવી અને હવે શું કરવું ? તેવો પ્રશ્ન પુછ્યો.

હઠીયો—" બન્ધુ ! કોઇ વાતે તમારે મુંઝાવું નહિ તમો મારા ભાઇ છો ! માટે તમો મારા સાથે ચાલો હું કાશ્મીર તરફ જાઉં છું. મારી પોઠમાં પુષ્કળ માલ ભરેલો છે તે ત્યાં વેચી નાખવાનો છે માટે માલની [illegible] આના તમને ભાગના આપીશ કેમકે તમારા જેવા શુરા રાજપુત મારી સાથે હોય તો મને મુશીબત પડે નહિ વળી વેપાર વગેરેમાં પણ અનુકુળતા પડે " આવી અનુકુળ વાત નિગામરાને પસંદ પડી તેથી પોઠની સાથે ચાલ્યો અને જ્યારે પોઠ કાશ્મીર દેશમાં પહોંચી ત્યારે વેપાર કરવામાં સાથે જોડાયો, નિગામરો બાંભણાસરમાં રાજાનો સરદાર હોવાથી રાજ્યકાર્યમાં કુશળ હતો તેથી વેપારના કાર્યમાં કુશળતા મેળવતા મુશીબત પડી નહિ તેથી હઠીયા વણઝારા સાથે રહી માલ ખપાવવા લાગ્યો. જ્યારે બધો માલ વેચાઇ રહ્યો ત્યારે સારો નફો મળ્યો. હઠીયા વણઝારાને કાશ્મીરમાં બનતો માલ ભરવાનો હતો. તેથી નિગામરાએ પોતાના ભાગે આવતા પૈસા લેવા કહ્યું કેમકે પોતાને જોઇતા પૈસા બાપમાંથી આવે તેમ હતા અને તે

પૈસાથી માણસો રાખી ધણુડા સાથેનું વેર લેવાનો ઇરાદો હતો તેથી પોતાના ભાગના પૈસા લઇ સાંગણ નિગામરો અર-પારકર તરફ રવાના થયો, અને હડીયો વણઝારો ત્યાં રોકાયો.

---

# પ્રકરણ ૨ જું.

## હોથલ.

કાશ્મીર પ્રદેશ સૌન્દર્યની મૂર્તિ છે, ત્યાંની સ્ત્રીઓ સૌન્દર્યમાં સર્વોપરીછે.. આવા સૌન્દર્યજન પ્રદેશમાં રાજ્યના નજીકનો ભાયાત રાજ્યના મોટા હુદ્દાપર હતો તેને સંતતી કાંઇ ન હોવાથી ચિંતાતુર રહેતો હતો. દૈવયોગે તેને પુત્રીનો પ્રસવ થયો તેથી જોશીને બોલાવી જન્માક્ષર કરાવ્યા એટલે જોશીએ જન્માક્ષર જોઇને માથું ધુણાવ્યું અને કહ્યું કે આ પુત્રી અત્રયોગમાં અવતરી છે. માટે તેનું મુખ તેનો પિતા જોશે કે તુરત પ્રાણ ત્યાગ થશે. આવું જોશીનું કહેવું સાંભળી પુત્રીના પિતાએ માણસોને આજ્ઞા કરી કે : આ પુત્રીને લઇને જંગલમાં મુકી આવો. આજ્ઞા મળતાંજ સેવકો પુત્રીને લઇને જંગલમાં ચાલ્યા અને રમણીય સ્થળ જોઇ ચંદન વૃક્ષ નીચે રેશમી રૂમાલમાં વિંટાળી પુત્રીને મુકી કોઇ પ્રાણી તેની હિંસા ન કરે તેટલા માટે આસપાસ અગ્નિ પ્રદિપ્ત કરી ચાલતા થયા.

સાંગણ નિગામરો પોતાની સ્ત્રી અને પોતાના થોડા માણસ સાથે રવાના થયો અને ચાલતા જે સ્થળે પુત્રી ચંદનવૃક્ષ નીચે મુકેલી હતી ત્યાં આવ્યો. આવી જુવે છે તો તુરતની જન્મેલી પુત્રી જોઇ તેણે નિગામરાને અનુકમ્પા ઉત્પન્ન થઇ. વળી વિચારવા લાગ્યો કે, આ પુત્રી તેજસ્વિ

જણાય છે. ગમે તે કારણથી તેના માબાપે તજી દીધી હોય, પણ દેખાય છે તો કોઇ કુલીન, માટે પુત્રી તરીકે મારે ઉછેરવી. અહીંયાં રહેશે તો કોઇ ક્રુર પ્રાણી તેનો ઘાત કરશે આવા વિચારથી પુત્રીને લઇ પોતાની સ્ત્રીને સોંપી. તેની સ્ત્રીને કુદરતી વહાલ ઉત્પન્ન થવાથી સ્તનમાં દુધ ભરાઇ આવ્યું તેથી પોતાનીજ પુત્રી હોય તેમ સ્તનપાન કરાવ્યું.

પુત્રી અતિશય સૌન્દર્યવતી હતી. તેથી સર્વ કોઇને અત્યંત વ્હાલી લાગતી. પુર્ણિમાના ચન્દ્રની કળાની પેઠે તેનું મુખ સુંદર હતું. તેની લાવણ્યતા અને મધુરતાથી તેનાં પાલક માતા પિતા અત્યંત પ્રેમથી તેનું લાલનપાલન કરતા હતા. અને પ્રાણથી અધિક ચાહતા હતા. સાંગણ નિગામ-રનો ગીરાશ છુટી ગએલો હોવા છતાં જ્યારે પાલક પુત્રીના હસતા મુખને નિહાળતો ત્યારે બધું દુઃખ વિસારી જતો. આ પુત્રી હાથ આવી માટે હોથલ એવા હુલામણા નામથી તેને બોલાવતો. જેમ જેમ પુત્રી મોટી ઉમ્મરની થતી ગઇ તેમ તેમ સૌન્દર્ય તેમજ ગુણમાં વધવા લાગી; અને જતે દિવસે હુલામણાનું નામ હાથલ હતું તેનું હોથલ થયું.

હોથલને અભ્યાસ કરવાની જરૂર જણાતાં એક વૃદ્ધ સંન્યાસી અતિથી તરિકે આવેલા તેને રાખ્યા અને હોથલનો અભ્યાસ શરૂ કર્યો.

સંન્યાસી વિદ્વાન હતા એટલુંજ નહિ પણ તે સાથે યોગિ પણ હતા, તેથી પોતે યોગ સાધતા. આથી હોથલને પણ વિદ્યાભ્યાસ સાથે યોગ સાધનની સારી સંધિ પ્રાપ્ત થઇ અને પોતાના ગુરૂ પાસે રહી વિદ્યા મેળવવા લાગી.

હોથલનામાં કુદરતની સમ્પૂર્ણ કૃપા હતી. તેથી પોતાના ગુરૂ જે શિખવતા તે તુરતજ ગ્રહણ કરી લેતી. થોડી મુદ્દતમાં તેણે યથાર્થ વિદ્યાભ્યાસ કરી લીધો. તેની સાથે અભ્યા-

રોહણુની ક્રિયા અને શસ્ત્રાસ્ત્રનો અભ્યાસ કરવાને ચુકી નહિ. તે નારીજાત હોવા છતાં તેનામાં પુરૂષોચિત ગુણો દ્રષ્યમાન થતા હતા અને એક વીરને છાજતા બધા લક્ષણોથી વિભુષિત હતી.

પોતના ગુરૂની સેવા કરવમાંજ નિમગ્ન રહેતી અને પોતાના ગુરૂને ઇશ્વર તુલ્ય માની તેના વચનો બ્રહ્મા વાક્ય પ્રમાણે માનતી.

હોથલના આવા સદ્‌ગુણથી ગુરૂ પ્રસન્ન થયા અને વિદ્યાભ્યાસ પુર્ણ થયા પછી તેને યોગ ક્રિયામાં પ્રવૃત કરી. અને થોડે થોડે બધી યોગની પ્રક્રિયાઓ બતાવી.

જ્યારે હોથલને યોગ્ય જ્ઞાન પ્રાપ્ત થયું ત્યારે સાંગણ નિગામરા પાસેથી સન્યાસી મહાત્માએ વિદાય માગી અને તેના સાથે કહ્યું કે, હોથલ શૂરવીર છે તેમજ યોગણી છે માટે તેને સંપુર્ણ છુટથી રહેવા દેજો તેના કોઇ પણ કાર્યની આડે આવશો નહિ. કારણ કે, હોથલે એક આદર્શ આર્ય સ્ત્રી તરીકે પ્રખ્યાત થશે. તેના સર્વ ઉત્તમ ગુણોથી પ્રજામાં તેની પ્રસંશા થશે માટે તે જ્યાં જ્યાં જવાનો વિચાર કરે, કે ગમે તેવી રીતે વર્તે છતાં તેના પ્રત્યે જરા પણ શંકા રાખશો નહિં.

ગુરૂજીનો વિયોગ થશે તેમ માની હોથલના ચક્ષુઓ અશ્રુ પુર્ણ થયાં કારણ કે માતાને યોગ પ્રક્રિયાઓની સિદ્ધિની પ્રાપ્ત કરાવનાર અને પોતાનું ઉત્તમ પ્રકારનું જીવન ઘડનાર હોવાથી તેને ઘણું લાગી આવ્યું હોથલે ઘણી આજીજીથી પ્રાર્થના કરી પણ ગુરૂજીએ આશિષ સાથે કહ્યું કે, હવે તું સુખેથી રહે.

“ ના, ના, ગુરૂજી ! આપના વિના હું ઘડી પણ રહી શકીશ નહિ. આપે, મારા ઉપર જે અનુકમ્પા દર્શાવી એક આદર્શ સ્ત્રી થવાનું શિક્ષણ આપ્યું છે, પણ હજી મારામાં

ઘણી અપુર્ણતા છે. આપ જો મારી પાસે થોડા દિવસ રહો તો અપુર્ણતા દૂર થાય " હોથલે કાકલુદી વાણીથી કહ્યું.

" બેટા ! તું આમ અધીરી ન થા હવે મારૂ અવસાન નજીક આવ્યું છે, એટલે શ્રીકાશીજી જવાનુ છે તને આથી વિશેષ વિદ્યાની આવશ્યકતા નથી મારી અશિષ છે. " ગુરૂજીની આજ્ઞા ન ઉલ્લંઘી શકાય એ શિષ્યનો ધર્મ છે–તેથી હોથલ શાંત થઈ અને ગુરૂ મહારાજ પોતાને ઇચ્છીત સ્થળે ગયા.

હોથલ હવે યોગક્રિયા વધારવા લાગી અને હોથલ પરાકુંવરમાં એક ગુફા બનાવી ત્યાં યોગ સાધના કરવા લાગી જેમ જેમ વયમાં વધવા લાગી તેમ તેમ યોગમાં પણ વધવા લાગી અને દિવસોના દિવસો યોગક્રિયામાં રહેવા લાગી.

હોથલ ક્યાં જાય છે, શું કરે છે તે વિષે સાંગણ નિગામરો કે તેના પુત્રો વગેરે કાંઈ પણ પુછપરછ કરતા નહિ તેમ તેના માટે કંઈ પણ શંકા લાવતા નહિ. પણ ઉલ્ટી રીતે હોથલથી પ્રસન્ન રહેતા. વળી નિગામરો પોતે પોતાના ગીરાશ માટે બારવટુ–કરતો હોવાથી પણ હોથલના કાર્ય માટે દેખરેખ રાખતો નહિ. હોથલ હવે પુર્ણ યૌવનવયમાં પહોચી હતી. છતાં કોઈએ તેના લગ્નની વાત ઉચારી નહતી.



## પ્રકરણ ૩ જુ.

### ઓઢો.

જે હકીકત લખીએ છીએ તે વિક્રમ સંવત ૨૫ ના આશરાની છે. મનાઈ જામને ચાર પુત્રો, તેમાં હોથી સર્વથી મોટો હતો અને ઓઢો બુઢો અને તુગો નાના હતા. બધા કરતાં ઓઢો ચંચળ અને સૌન્દર્ય યુક્ત હતો તેથી બધા ભાઈઓનો તેનાપર અપુર્વ પ્રેમ હતો બધા તેને માન આપતા

હતા અને તેની મુરાદો પાર ઉતારવા ઉત્સુક રહેતા હતા.

એક વખત ઓઢો ચોમાસાની ઋતુમાં પોતાના શયના-ગારમાં નિદ્રાધીન થયો હતો. આ વખતે રાત્રિનો ત્રિપ્રહર ગત હતો અને એક જ પ્રહર અવશેષ હતો. તે વખતે કુલાહલ થ-વાથી ઓઢો એકાએક નિદ્રાનો ત્યાગ કરી જાગી ઉઠયો, અને પોતાના અંગરક્ષકને " આ શેનો કુલાહલ છે ! તેમ પુછવા લાગ્યો.

એક અંગરક્ષકે પાસે આવી નમન કરી જવાબ આપ્યો કેઃ—"નામદાર આ ચોમાસાની ઋતુમાં ખેડુત લોકો પોતાનાં ઢોરોને ચારવા લઇ જાય છે. તેનો કુલાહલ થાય છે. "

" અત્યારે ઢોરોને ચરવાથી ફાયદો શું ? ઓઢાએ જીજ્ઞાસાથી પ્રશ્ન પુછ્યો.

" નામવર ! અત્યારે ઢોરોને ચારો ચારવાથી પુષ્ટિ મળે છે. " અંગરક્ષકે ખુલાસો કર્યો.

"શું માણસોને આવી રીતે પ્રહર ચાર્યાં હોય તો તે મજબુત થાય ખરા ! " ઓઢાએ ફરી પ્રશ્ન કર્યો.

" જી હા હજુર ! " નોકરે જવાબ આપ્યો. ઓઢાને આ સાંભળને ખાત્રી થઇ કે, જો મારા રાજપુત્રોને રાતના ચાર વાગે પૌષ્ટિક ખવરાવું તો તે બલિષ્ટ થાય અને તેના બળથી હું અજીત થાઉં. આમ વિચાર કરીને દરરોજ રાત્રિ-ના ચાર બજે પોતાના સમાન વયના રાજપુત્રોને પાકો વગેરે ખવરાવવા લાગ્યો. તેથી થોડાજ દિવસમાં રાજપુત્રો પુષ્ટ થયા.

રાજપુત્રો પૌષ્ટિક ખોરાક આપીનેજ ઓઢો નિશ્ચિત થયો નહતો પણ તે સાથે અંગકસરત પણ કરાવવા ચુકતો નહિ. સારી પેઠે ખોરાક ખવરાવીને પછી ઘોડેશ્વાર થઇને બધા સાથે ખુલ્લી હવામાં જતો, ત્યાં પટ્ટા ખેલાવતો, ભાલા

કેમ નાખવા વગેરે યુદ્ધને ઉપયોગી તાલિમ આપતો, અને દસ બજે ઘેર આવી ભોજનાદિથી પરવારી, દિવસના દ્વિતીય પહોર પછી મહાભારત, રામાયણ ઇ શૂરવીરોનાં ચરિત્રો બધા રાજપુત્રો સાથે શ્રવણ કરતો આથી બધા રાજપુત્રોમાં શૌર્ય ઓતપ્રોત થયું હતું.

ઓઢો શરીરે સુદૃઢ તેમજ સૌન્દર્ય યુક્ત હતો, તે સાથે તેને વસ્ત્રાભુષણોનો પણ શોખ હતો. તેથી અવનવા ચિત્તાકર્ષક વસ્ત્રો અને આભુષણો ધારણ કરતો.

ઓઢાનો મોટો ભાઇ હોથી ગાદી ઉપર હતો. તેને ઓઢા ઉપર અત્યંત પ્રેમ હતો. તેથી તેની ઇચ્છાની આડે આવતો નહિ. એટલુંજ નહિ પણ તેની બધી ઇચ્છાઓ પુર્ણ કરવાને કાળજી રાખતો, ઓઢો સ્વરૂપવાન શૌર્યવાન શીલવાન સાથે બુદ્ધિવાન હતો. તેથી હોથીજીને રાજકારોબારમાં પણ ઘણો ઉપયોગી થઇ ગયો હતો એટલુંજ નહિ પણ રાજ્યનો બધો ભાર પોતાના શીરપર લીધો હતો તેથી હોથીજીને ઓઢો અત્યંત પ્રિય થઇ પડ્યો હતો.

જ્યારથી ઓઢો પુખ્ત ઉમરનો થયો હતો ત્યારથીજ પોતાના રાજ્યના દુશ્મનોને વશ કર્યાં હતા. તેનો વીરહાક વાગતી હોવાથી–કોઇ ધોલાયગઢ ઉપર ચડી આવવા હિમ્મત કરતું નહિ. તેથી પ્રજાને કોઇ વખત ઉપદ્રવને ભોગ પડવું પડતું નહિ, કેમકે ઓઢાએ પોતાના પ્રૌઢ બાહુબળનો બધા દુશ્મનોને પરિચય કરાવ્યો હતો તેથી બધાના મનમાં ઓઢાનો ભય પેશી ગયો હતો.

રાજકાર્યના ગુંચાએલા કોકડા ઉકેલવામાં ઓઢાની બુદ્ધિ હોથીજી કરતાં ઘણીજ સારી હોવાથી પળે પળે ઓઢાની સલાહનો આવશ્યકતા પડતી તેથી હોથીજીને ઓઢો ઘણો પ્રિય હતો. અને પોતે ઓઢાને પુત્ર પેઠે લાલનપાલન કરતો હતો

ઓઢાનો એવો નિયમ હતો કે. સાંજે પોતાના માતૃતુલ્ય વડિલ બન્ધુ હોથીજીનાં પત્નિ મીણાવતીને પ્રણામ કરવા જતો. ઓઢાનો વડિલ બન્ધુ અને તેનાં પત્નિ પ્રત્યે માતાપિતા જેવો ભાવ હતો. રાણી મીણાવતી ઓઢા પ્રત્યે વાત્સલ્યભાવ અંતઃકરણથી રાખતી કે કેમ ! તે હાલ કહી શકાતું નથી. ઓઢાને પોતાનો વાત્સલ્યભાવ છે તેમ બતાવતી હતી. તેથી ઓઢાને એમ થતું કે મારાપર બન્ધુ પત્નિનો એક માતાના જેવો પ્રેમ છે. પણ સ્ત્રીના હૃદયને કોણ પારખી શક્યું છે સ્ત્રી કહેવાય છે અબળા પણ તેના હૃદયના ગુપ્ત ભાવો જાણવાને બ્રહ્મા પણ અશક્ત બને છે. કેમકે છ કાને ગએલી વાત ગુપ્ત રહે છે પણ પોતાના મનમાં ગુપ્ત રહેલી વાત બ્રહ્મા પણ જાણી શકતા નથી આવું નીતિકારકનું કહેવું છે. તો સ્ત્રીઓના મનમાં રહેલા ગુપ્તભાવને શી રીતે જાણી શકાય ? કેમકે સ્ત્રીઓનો બાહ્ય દેખાવ રડવાનો હોય અને બીજાને તે ધાર ધાર રડે છે તેમ બતાવે પણ તેના હૃદયમાં આનંદ હો‌ય તે જાણી શકાય નહિ તેમ બાહરથી હસવાનો ડોળ કરે અને હૃદયમાં બીજુંજ હોય છે. માટેજ ' मधुतीष्टति जीह्वाग्रे हृदयेतु हलाहलम् ' એ પ્રમાણે તેના હૃદયની વાત જાણી શકાય નહિ તેથી અત્યારે આપણે મીણાવતીનો પ્રેમ શુદ્ધ છે કે કેમ ! તે જાણી શકીએ નહિ માટે આપણે તો હાલમાં મીણાવતીનો પ્રેમ શુદ્ધ છે તેમજ માનવું માટે વખત આવતા સુધી ધીરજ રાખી શું થાય છે તે જોઇએ.



## પ્રકરણ ૪ થું.

### હોથલની પ્રતિજ્ઞા અને નિગામરાનો સ્વર્ગવાસ.

હોથલને યોગિ તરફથી યોગ્ય શિક્ષણ સાથે યોગક્રિયા પ્રાપ્ત

ગઇ તે આપણે જાણી શકીએ છીએ પણ હોથલ એટલેથીજ સંતુષ્ટ થઇ નહોતી. તેણે લશ્કરી તાલીમ લેવા માંડી હતી ઘોડે ચડવું હથિઆર કેમ વાપરવાં વગેરે વિદ્યા તેણે થોડા દિવસમાંજ સાધ્ય કરી હતી તેથી પોતાના ભોંયરામાં જવા માટે ઘોડેસ્વાર થઇનેજ જતી હતી અને રસ્તામાં આવતાં ક્રૂર સિંહોને પોતાની મર્દાનગીથી ઠાર કરતી હતી વળી ઘણી વખત લુંટારાઓનો ભેટો થતો. પણ તેને પોતાના બાહુબળથી પરાસ્ત કરીને વિજયી થતી હતી. તેના સૌન્દર્ય સાથે પરાક્રમની પ્રશંસા પણ ચોમેર ફેલાઇ ગઇ હતી. એક સ્ત્રી-જાતીમાં આવું અદ્ભુત પરાક્રમ સાંભળી મનુષ્યો આશ્ચર્ય પામતા હતા.

સાંગણ નિગામરો ધણુકા સોઢા સામે બારવટું કરતો હતો તેમાં પણ હોથલ ઘણા વખત ઉપયોગી થતી હતી. પણ હોથલનો ઘણોખરો વસવાટ પોતાના ભોંયરામાં હોવાથી કાયમ ઉપયોગી થતી નહિ વળી ધણુકા સોઢાને તેની મદદ બહુ પસંદ પડતી નહોતી કેમકે વખતે પોતાની પુત્રી પકડાઇ જાય તો પોતાને જીવતે મુવા જેવું થાય તેથી તેને સાથે કાંઇક દ્વિધા રહેતો હતો. અને તેથીજ તેના એકાંત નિવાસ માટે આડે આવતો નહિ. પણ જેમ તે એકાંત નિવાસ કરે તેમ સાંગણ નિગામરો ઇચ્છતો નહી પણ હોથલને પોતાના ભોંયરામાં એકાંત નિવાસ માટે અનુકુળતાજ હતી.

સાંગણ નિગામરો બાંભણીઆસરના ધણુકા સોઢા સામે બહારવટું કરવા ટોળી બાંધી હતી અને તેથી બાંભણીઆસરની હદમાં લુંટફાટ વગેરે કરતો પણ તેની અસર ધણુકા સોઢા ઉપર કાંઇ થઇ નહોતી. તેથી નિગામરો હતાશ થયો હતો પણ પોતાનો પ્રયત્ન જારીજ રાખ્યો હતો, તેના મનમાં એમ

હતું કે ધલુડો સોઢો મારા સાથે સુલેહ કરીને મારી જાગીર પાછી આપશે પણ તેના બારવટાની કાંઇ પણ ખબર થતી નથી એવું જોઇને ધલુડા સોઢાની સંધિ લાવવાનો વિચાર થયો. તે સાંઢોમાંથી રાણી સાંઢ ધલુડાને બહુજ પ્રિય હતી તે સાંઢ આવે તો ધલુડો તુરતજ સંધી કરે પણ તેવો મોકો મળ્યો નહિ. તેથી તેના અંતઃકરણમાં અતિશય ઉદવેગ રહ્યા કરતો હતો.

સાંગણ નિગામરાની વૃદ્ધ વસ્થા આવી પહોંચી હતી અને તેની બધી શક્તિનો લોપ થયો હતો તેથી તેના દુઃખની અવધી હતી દમકદમ ધલુડાના વૈરનો કીડો ડંશ દેતો હતો હવે તેની ચિંતાએ નિગામરાની બધી શક્તિનો લોપ કર્યો, અને શય્યા વશ થયો.

નિગામરાની માંદગી વૃદ્ધિગત થવા લાગી અશક્તિને લઇને તેનાથી પોતાની મેળે શય્યામાંથી ઉઠી શકાતું નહોતું પોતાના પાલક પિતાની માંદગીથી હોથલના મનમાં અતિશય ખેદ થવા લાગ્યો તેણે નિશ્ચય કર્યો હતો કે આ વખતની ભયંકર માંદગી અને વૃદ્ધાવસ્થા આ બે કારણોને લઇને મારા પિતાનો અંત આવે તેવો વ્હેમ દ્રઢ થયો હતો તેથી પોતાના ભોંયરાનો થોડા દિવસને માટે ત્યાગ કરીને નિગામરાની સેવા સુશ્રુષામાં રહેવા લાગી તેને જણાયું કે, હવે પિતાજીની સેવાનો જેટલો લાભ લેવાય તેટલો લેવો તે સિવાય બીજો ઉપાય નથી આમ નિશ્ચય કરી બધો વખત સેવામાંજ ગાળવા લાગી દવા વગેરે આપવાનું અને બીજું બધું કામ પોતે જાતેજ કરવા લાગી પણ બધું વ્યર્થ ! સાંગણ નિગામરાની માંદગી વધતી ગઇ અને અંતકાળ નજીક આવ્યો.

હોથલના ગભરાટનો પાર રહ્યો નહિ હવે પોતાના વ્હાલા પિતાનો થોડા વખતમાંજ સદાને માટે વિયોગ થશે.

એ વિચારે તેનું મગજ ભમવા લાગ્યું પિતા વિયોગ મુર્તિમંત થઇને ચક્ષુ સમક્ષ તરવરવા લાગ્યો. તેને હવે એમ જણાયું કે, પિતાજીને હવે છેલ્લા શ્વાસોશ્વાસ ભરવાના અવશેષ રહ્યા છે.

પોતાનો અંતકાળ નજીક આવ્યો છતાં પોતાનો અંતસ્થ હેતુ સિદ્ધ થયો નહિ. તેથી નિગામરાને બહુજ લાગી આવ્યું તેમાં પોતાનું અપુર્ણું કાર્ય કોઇ પુર્ણ કરે તેવું નહિ હેવાથી તેના પરિતાપમાં દ્વિગુણિત વધારો થવા લાગ્યો. તેને પુત્રો તો ત્રણ હતા પણ તેઓમાં એવું શૌર્ય અને સાહસ નહિ હોવાથી વૈર લેવાશે નહિ તેમ નક્કી થયું તેથી પોતાનો પ્રાણ જતો નહોતો.

પિતાની છેલ્લી ઘડી છે. તેમ જોઇ ત્રણે પુત્રો સમીપ આવીને સાગણુ નિગામરાને કહેવા લાગ્યા કેઃ—

" પિતાજી ! આપના અંતઃકરણમાં કંઇ પણ ઇચ્છા હોય તે કહો—કારણુ કે આપની આ, અવસ્થા ભય ભરેલી છે તેથી આપને આરોગ્ય પ્રાપ્ત થશે તે શંકા જ છે. "

પોતાના પુત્રોનાં વચનો સાંભળી હોથલ પ્રત્યે જોઇ બેઠા થવાનો પ્રયત્ન કર્યો પણ તેનાથી સ્વતઃ બેઠા થવા જેટલી શક્તિ રહી નહોતી તેથી હોથલે તરત નિગામરાના મસ્તક નીચે પોતાનો કોમળ હાથ લઇ બેઠા કરવા મસ્તક ઊંચુ કર્યું અને તેને બેઠા કરી પાછળ—ટેકો રાખી બેઠી.

નિગામરો શ્વાસ લઇ બોલવા લાગ્યો કેઃ—

" પુત્રો ! તમને પાળી—પોષી મોટા કર્યા તેના બદલા તરીકે મારે એટલું જ માગવું છે. પણ મને શંકા રહે છે કે " આટલું બોલતાં શ્વાસ દ્વિગુણીત થયો તેથી બોલી શકાયું નહિં ત્રણે પુત્રો અને હોથલની જિજ્ઞાસા વધવા લાગી પિતાજીનું શું કહેવું છે, તે જાણવાને આતુર બન્યા. "

નિગામરો ઊંડી શ્વાસ લઇ ધીમે ધીમે કહેવા લાગ્યો

કે—"ધલુકા સોઢાએ જે મારૂં અપમાન કર્યું છે તેનો ડંસ મારા કાળજાને કોતરી રહ્યો છે. બાકીની જીંદગી સોઢા સાથેના વેરનો બદલો લેવામાં જ ગાળી છે. પણ જોઇએ તેવી વેરની વસુલાત થઇ નહિં, તેથી મારા મનમાં બહુ જ ખેદ થયા કરે છે."

આટલું કહેતાં વળી નિગામરાનો શ્વાસ વધવા લાગ્યો. અને પોતાને બોલવામાં અતિશય શ્રમ લાગેલો હોવાથી વિશ્રાંતિ લેવા ઘડી થોભ્યો. પોતાના પિતાના કહેવાની મતલબ શું છે, તે તેના ત્રણે પુત્રોના સમજવામાં આવી તેથી ચ્હેરો નિસ્તેજ થવા લાગ્યો અને એમ પણ થયું કે જો પિતાજી વેર લેવાની પોતાની ઇચ્છા બતાવશે તો આપણાથી તે કાર્ય થઇ શકશે નહિં.

હવે ડોસાનો શ્વાસ જરા ઓછો થયો તેથી બોલવું શરૂ કર્યું—' જુવો પુત્રો! તમારી પાસે મારી છેલ્લી વખત એકજ માગણી છે, અને તે તમે પાર પાડશો તો મારો આત્મા શાંતિને પામશે, અને તે કાર્ય તમે નહિ માથે લ્યો તો મારા આત્માને અશાંતિ રહેશે. પણ મારા મનમાં શંકા રહે છે કે, તમે તે કામ કરવાને શક્તિવાન નથી. તેથી નાઉમેદ થાઉં છું, અને મારા મનને વિષાદ થાય છે.

પોતાના પિતાના મનનું દુઃખ હોથલના જાણવામાં થોડું ઘણું આવ્યું હતું. પોતાના ત્રણે બંધુઓ નિરૂત્તર રહ્યા અને તેના હૃદયમાં બીતિનો સંચાર થયો, તે તેઓના ચ્હેરા ઉપરથી હોથલ સારી પેઠે સમજી ગઇ. તેથી પોતાના પિતાને ઉદ્દેશીને બોલી કે:—

"પિતાજી! વધુ શ્રમ ન લેતાં વાતને ન લંબાવતાં ટુંકામાં જ કહો આપને ત્રણ પુત્રો છે. તેથી આપણી આશા પૂર્ણ કરવામાં પોતાના—પ્રાણનો પણ દરકાર રાખશે નહિં.

હોથલે પોતાના બન્ધુઓને આવેશ ચઢાવવા કહ્યું."

"બ્હેન! મને એજ પરિતાપ થયા કરે છે કે, ત્રણ પુત્રો હોવા છતાં મારૂં દુઃખ જેવુંને તેવું રહ્યું જો તેઓમાં સૌર્યોગ હોય તો મને ગ્લાનિ થાય નહિં, અને અત્યારે આવેલા મરણને શરણ થતાં ઉલટો આનંદ જ થાત. પણ શું કરૂં! તેમાં કાંઇ દૈવત દેખતો નથી." ડોસાએ પોતાના ઉભરા સાથે નિરાશા જણાવી.

"આપ પ્રથમ આપની ઇચ્છા જણાવો અને તે ન બને તેમ ભાઇઓને જણાય તો જ નિરાશ થાઓ પણ હજી આપે ઇચ્છા પ્રદર્શિત કરી નથી ત્યાં આમ છેક હતાશ ન બનો." હોથલે ઇચ્છા જણાવવાના ઉદ્દેશથી કહ્યું.

"હા. એ તો ખરૂં પણ મારા મનમાં શંકા રહે છે અને કુતુહલ થયા કરે છે કે મારી અંતિમ ઇચ્છા પાર પડશે કે નહિં. પણ તે ઇચ્છા જણાવ્યા સિવાય છુટકો નથી." એમ કહી ધડી શ્વાસ લઇ બોલ્યો.

"મેં ઘણો પરિશ્રમ વેઠયો છતાં ધલુડાનું વેર લઇ શકયો નહિં. પણ જો મારા પુત્રો બાભણાસર જઇ તેની પીરાણી સાંઢ સાથે બધી સાંઢો વાળી લાવે તો મારા મનને સંતોષ થાય અને તેમ કરવાની અત્યારે પ્રતિજ્ઞા કરે તો મારા પ્રાણ જાય નહિં તો મને ઘણીજ વિટંબણા પડશે." નિગામરાએ પોતાની અંતિમ ઇચ્છા જણાવી જવાબની રાહ જોતો પુત્રોના ચ્હેરા તરફ એકીટસે જોઇ રહ્યો.

નિગામરાના પુત્રોના મનમાં જે ભય હતો. તે સત્ય ઠર્યો. આ કાર્ય કાંઇ રહેલું નહોતું. તેમ નિગામરાના પુત્રોમાં એ કાર્ય કરવાનું બીલકુલ સાહસ હતું જ નહિં. તેથી હવે શું જવાબ દેવો! તે વિચારવા લાગ્યા અને મૌનનું અવલંબન કર્યું. આવી રીતે પોતાના પુત્રોને મૌન થએલા જોઇ

નિગામમરાની નિરાશામાં વધારો થયો. તેથી ભગ્ન સાદે બોલ્યો કેઃ—

"અરેરે! મેં તમને જન્મ આપી પાલણ–પોષણ કર્યું તે બધું વૃથા ગયું! તમે પુરૂષ વેશમાં સ્ત્રી જ છો જો તમારામાં પુરૂષોચિત ગુણો હોત તો મને નિરાશ થવું પડત નહિ. તમે ત્રણ પુત્રો છતાં હું વાંઝીયો જ રહ્યો તમે પુત્રરૂપે નહિ પણ પુત્રીરૂપે આવ્યા હોત તો, મને દુઃખ થાત નહિં."

આટલું બોલી શય્યામાં પટકાઇ પડયો અને શ્વાસ વધવા લાગ્યો પોતાના પિતાને એમ દુઃખી થતાં જોઇને હોથલને ઘણું લાગી આવ્યું. તેણે નિગામમરાને થોડું પાણી પાયું અને પોતાનો કોમળ અને નાજુક હાથ નિગામમરાના લલાટ ઉપર મુકીને બોલી કે—"પિતાજી આપની અંતિમ ઇચ્છા ભયંકર છે. તે પૂર્ણ કરવાને માટે મોટા લશ્કરની જરૂર છે. મારા બંધુઓ! તે કાર્ય કરવાને અશક્ત નિવડ્યા છે. તેથી આપને ગ્લાનિ થાયછે પણ આપનું કામ હું પૂર્ણ કરીશ માટે આપના આત્માને શાંતિ આપજો."

હોથલનાં વચનો નિગામમરાને અમૃત જેવાં લાગ્યા. પણ સ્ત્રીજાતિથી આ કાર્ય બનવું દુર્ઘટછે એ વિચારે વળી ખીન્નતા પ્રાપ્ત થઇ.

પોતાના પિતાની શંકા હોથલ જેવી ચાણાક્ષ સ્ત્રીને જણાતાં વાર લાગી નહિ તેથી બોલી કે—"પિતાજી! આપની અંતિમ ઇચ્છા મારાથી પાર નહિ પડે તેવી શંકા લાવશો જ નહિ. હું સ્ત્રીજાતિ છું તેથી શું થયું? તે કાર્ય ગમે તેવું દુર્ઘટ હશે તોપણ મારા મનને સહેલું છે તેમ માનજો હું ગમે તે પ્રકારે આ કાર્ય પાર પાડ્યા પછી જ જંપીશ."

હોથલની શક્તિ નિગામમરાના જાણવામાં હતી તેથી

પોતાની શંકા વધુ વખત રહી નહિ. તેથી આશિર્વાદ આપતો બોલ્યો કે—" પુત્રી તું સર્વ પ્રકારે સુખી થજે. તું મારૂં અપૂર્ણ કાર્ય પૂર્ણ કરશ તેના માટે હવે શંકા રહી નથી. પણ એક જ ઉદેશ મારો અપુર્ણ રહ્યો છે તેથી મને ગ્લાનિ થાય છે અને તે ઇચ્છા તો તું જ પાર પાડી શકે તેમ છે. "

" પિતાજી! મારાથી જ બની શકે તેવું જે કાર્ય હશે તે તો આપ માનજો કે તે પૂર્ણ થઇ જ ગયું. માટે સુખેથી કહો. " હોથલે આતુરતાથી કહ્યું.

" બેટા! એક ઇચ્છા એવી મારા મનમાં રહી ગઇ છે કે, તારા અત્યાર સુધીના વર્ત્તનથી મને એવી શંકા રહ્યા કરે છે કે, તું તારાં લગ્ન કરીશ નહિ પણ હું લાંબા વખત સુધી રહ્યો હોત તો તારા લગ્નનો લ્હાવો હું લેત અને સુખી થાત. " હોથલે નહિ કહેલ તેવો જવાબ મળ્યો.

વળી થોડી વિશ્રાંતિ લઇને નિગામરો બોલ્યો કે,—" બેટા! તું તારા લગ્ન કોઇ તારા યોગ્ય રાજપુત સાથે કરીશ—એવી ખાત્રી આપીશ તો પછી આ સંસારમાં મારી કોઇ ઇચ્છા અવશેષ નથી. "

હોથલને આવી માગણીનો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. પ્રથમનું વચન આપવામાં જેટલો ઉત્સાહ અને મુખ ઉપર તેજ ઝળકતું હતું. તે આ બીજી માગણીથી નાશ પામ્યું. જો પોતાના પિતાના અંતિમ માગણીનો—અસ્વિકાર કરે તો પિતૃદ્રોહી થાય અને સ્વિકાર કરે તો પોતાની સ્વતંત્રતાનો ભોગ આપવો પડે. આ વિચારે તેના હૃદયને હલમલાવી નાખ્યું. પિતૃભક્તિ અને પોતાની સ્વતંત્રતાની તુલના કરવા લાગી છેવટે પિતૃભક્તિનું પલ્લુ નીચે નમ્યું અને પોતાની સ્વતંત્રતા કરતાં—પિતૃભક્તિનું મહત્વ વિશેષ જણાયું તેથી બોલી કે—

"પિતાજી! મારે વગ્ન કરવાનો વિચારજ નહોતો. પણ આપની છેલ્લી ઇચ્છાને તાબે થયા સિવાય મારો ઉપાય નથી. કારણકે, પિતાની ઇચ્છાને તાબે થવું તે મારો પ્રથમ ધર્મ છે. માટે આપ આપના આત્માને શાંતિ આપજો હું આપનું વેર લીધા પછી અર્થાત્ ધલુડા સોઢાની સાંઢા વાળ્યા પછી મારા યોગ્ય કોઇ રાજપુતની સાથે લગ્ન કરીશ" હોથલે નિરૂપાયે પોતાના પિતાની માગણીનો સ્વિકાર કર્યો.

આ સાંભળી નિગામરાને શાંતિ થઇ અને પોતાની ઇચ્છા હવે પૂર્ણ થશે. તેથી તેને અત્યન્ત આનંદ થયો. તેજ પળે તેના જીવનની જ્યોતી બુઝાવા લાગી અને બેટા હું સુ......ખી......થા......જે આમ બોલતા બોલતા નિગામરાનો આત્મા ચાલ્યો ગયો.

નિગામરાનો આત્મા ચાલ્યો ગયો અને શબને જોઇ હોથલ અતિશય ગભરાઇ ગઇ તેણે પોતાનું શરીર પિતાના શબ ઉપર નાખ્યું અને પિતાજી! પિતાજી! આપની રંક પુત્રીને છોડીને ચાલ્યા ગયા વગેરે શબ્દો કહી આક્રંદ કરવા માંડયું. તેના આક્રંદથી આસ-પાસનાં મનુષ્યો પણ રૂદન કરવા લાગ્યા. અને શોકની સરિતા વહન કરવા લાગી.

હવે ગમે તેટલો શોક કરવાથી પણ પોતાનો પિતા જવાબ દેશે નહિં. એમ માની તેની દહનક્રિયા કરવા માટે પોતાના બંધુઓને સુચના કરી. એટલે રૂદન છોડી ત્રણેજણા દહનક્રિયા કરવાના કાર્યમાં પ્રવૃત્ત થયા.

સાંગણ નિગામરાનો વિધિ સહીત અંતીમ સંસ્કાર કર્યો બધા શબ દહન કરીને ઘેર આવ્યા. હોથલને પોતાના પિતાનો વિયોગ અસહ્ય થયે પણ કુદરતના કાયદાને માન આપ્યા સિવાય તેનો બીજો કોઇ ઉપાય નથી. તેમ માની પોતાનો શોક ઓછો કર્યો, અને સારી પેઠે પિતાનું ઉત્તમ

કારજ કરવામાં પોતાના બંધુને ઉત્તેજીને દાન-પુણ્ય પણ કરાવ્યું.

પોતાના ભાઇઓએ જે કાર્યમાં પોતાની અશક્તિ જણાવી તે કાર્ય પોતે માથે લીધેલું હોવાથી તે પાર પાડવાની ચિંતા હાથસને થવા લાગી અને કેવી રીતે કાર્ય કરવું? તેનો મનમાં વિચાર કરી રાખ્યો.



## પ્રકરણ ૫ મું.

### ઓઢાને વશ અને આંતર હેતુનો સ્ફોટ.

કંડ કકડારા પ્રગણાના ધોલાયગઢમાં આજે આનંદ ઉત્સવ થઇ રહ્યો છે. હોથીજી પોતાના ભાઇ ઓઢાનાં લગ્ન હોવાથી આનંદમાં મસ્ત બન્યો છે. અને લગ્નનો લ્હાવો લે છે. હોથીજીની સ્ત્રી કે જે ઓઢા ઉપર પ્રેમ રાખતી હતી. બહારથી તો પુત્ર વાત્સલ્ય જણાવતી હતી પણ અંદરખાતે તેના પર મોહાંધ બની હતી તેથી ઓઢાને પોતાનો પ્રિયતમ બનાવવા ચાહતી હતી. પણ સ્પષ્ટ રીતે ઓઢાને તે જણાવી શકતી નહિ હોવાથી પોતાના હૃદયમાં પ્રેમનો કીડો કોતરતો હતો તે સર્વ વસ્તુમાં ઓઢાની નવયુવાન મૂર્તિને નિહાળતી હતી શ્વાસોશ્વાસ ઓઢાનું સ્મરણ કરતી હતી. આમ કેટલાક દિવસ ચાલ્યું પણ પોતાનો આંતર હેતુ જણાવવાને તેની હિમ્મત ચાલી નહિ. ઓઢો પોતાની માગણી કબુલ રાખશે નહિ પણ ઉલટો તિરસ્કાર કરશે તેવો સંભવ દૃઢ થયો હતો.

એક દિવસ તેના મનમાં એમ આવ્યું કે હવે ઓઢાનાં લગ્ન થવાનાં છે. જો તેને પોતાની પરણીયતા પતિ પર

પ્રેમ બંધાયો તો મારી આશાનું નિકંદન વળશે આમ વિ-ચારી પોતાની દાસીને સ્હમજાવી ઓઢાને તેડવા મોકલી.

ઓઢો અત્યારે અગત્યના કાર્યમાં ગુંથાએલો હતો તે કાર્ય એ હતું કે, ધણુડા સોઢાના સરદાર બાભણીયા સમાએ, આ લગ્નની સંધીનો લાભ બધને ઘોલાયગઢનું ધણુ વાળ્યું અને એવો વિચાર કર્યો કે લગ્નની ધામધુમમાંથી કેર જાડેજા કોઇ ચઢી આવશે નહિ. તેથી પોતે સુખરૂપ ધણુ વાળીને પોતાને સ્થળે જઇ શકશે.

આ તેનો વિચાર ભુલ ભરેલો હતો. કેમકે ઓઢાનાં લગ્ન હતાં પણ હોથીજી વગેરે તેના ભાઇઓ જઈ શકે તેમ હતું.

"ધણુ વાળવાના સમાચાર ઘોલાયગઢમાં વીજળી પેઠે પહોંચી ગયા કે તુરતજ ઓઢો વાર ખેંચવા તૈયાર થયો. પણ હોથીજી વગેરેએ ઓઢાને ધણુ વાળવા જવાને ખાળ્યો."

ઓઢો:—"બાભણીયા સમાએ જે અપકૃત્ય કર્યું છે તેનો બદલો મારેજ વાળવો છે માટે મને જવા દ્યો અને થોડાજ વખતમાં તેને મારા હાથ બતાવી નિર્વિઘ્ને પાછો આવું છું." પણ ઓઢાની આ વાત કોઇએ માની નહિ. તેમ દુશ્મનો પાછળ તેને જવું તે યોગ્ય નથી એમ કહી અટકાવ્યો.

હોથીજી વગેરે વારની પાછળ ગયા અને આજે ઓઢા-ના લગ્નનો દિવસ હોવાથી ઓઢો ઘેર રહ્યો. પણ ઓઢાના ચ્હેરા ઉપર ઉદાસીનતા જણાતી હતી. તેનો લગ્નોત્સવ હોવા છતાં જરાપણ ઉત્સાહ હતો નહિ. આવા આનંદને દિવસે દુશ્મનો ચઢી આવ્યા અને પોતાના વડિલ બન્ધુને જવું પ-ડ્યું તે તેને ઘણું લાગી આવ્યું. પોતાને સાથે લીધો હોત તો સારૂં હતું. એમ વિચાર વમળમાં ગુંચાવા લાગ્યો. પણ

બધાની આગળ પોતાનું જોર કોઈ કામ આવે તેમ નહોતું. એથી વિના છુટકે લડવાનું તજી ઘેર રહેવું પડયું હતું પણ શું થશે? મારાં લગ્ન વડિલ બન્ધુ વિના થશે. એ વિચાર સુંસાયો નહોતો.

ઓઢાનાં લગ્ન, ગેડીના વિશળદેવ સોલંકીનાં કુંવરી રૂપસુન્દરી સાથે થવાનાં હોવાથી, રાજપુત રિવાજ મુજબ ધોલાયગઢથી ખાંડુ ગયું હતું તેથી રૂપસુંદરીને, પોતાના પિતાને ઘેર બાય પહેરાવી ખાંડા સાથે બે મંગળ વરતાવી આજે લગ્નનો દિવસ હોવાથી માણુસો રૂપસુંદરીને તેડી ધોલાયગઢની ભાગોળે આવી પહોચ્યા હતા. અને દિવસ અસ્ત થયા બાદ વરરાજા વેલમાં બેસવા આવવાની રાહ જોતા હતા.

વરરાજાને શણુગારવાની તૈયારી થવા લાગી હોથીજીનાં સ્ત્રી મીણાવતી, ઓઢાને વસ્ત્રાભૂષણોથી સજ્જ કરવા ઉત્સાહથી પોતાને હાથે બધું કાર્ય કરતી હતી. તેમાં તેનો એ હેતુ હતો કે, આવી રીતે પણ ઓઢાના શરીરનો સ્પર્શ અને મુખાવલોકન નિર્ભયપણે થઇ શકતું હતું. રાણીજી પોતાના હાથે વરરાજાને પોશાક પહેરાવે છે. તેથી બીજાઓને તેના અંતર હેતુની ગંધ પણ ન આવી શકે, તેથી તે નિ:ચિંત હતી.

ઓઢાને વસ્ત્રાભૂષણોથી સજ્જ થએલો જોઇ, મીણાવતી અતિશય મોહમુગ્ધ બની, તેને થઈ આવ્યું કે, અત્યારેજ હૃદયાલિંગન દઈ ઓઢાને ભેટી પડું. પણ લોક લજ્જા અને સ્ત્રીઓની સ્વાભાવિક લજ્જાએ, તેમ કરવાની હિમ્મત ચાલી નહિ તેથી તે વિચારોને દબાવીને બોલી કે,

( દુહો )

ઓઢે કેસરીયા પેરીયાં, માથે બાંધ્યો મોડ;
દીયર સોજાઇ આપણે, સરખા સરખી જોડ.

આમાં રહેલી ગૂઢ યુક્તિ ઓઢાના સમજવામાં આવી નહિ. એતો પોતાના હમેશના સરલ સ્વભાવને લઇને એમજ સમજ્યું કે, ભાભીએ કાંઇક મશ્કરી કરી.

ગાજતે વાજતે ઓઢાનો વરઘોડો નિકળ્યો, ગામની બાઇઓ જઇ કન્યા સાથે રથમાં બેસી ગુલાલ ઉરાડતાં દરબાર ગઢમાં આવ્યા. આ વખતે નવલ દમ્પતિને પોંખવાં જોઇએ. અને તે પોંખવામાં વરની માતા કે ભોજાઈ હોવાં જોઇએ ઓઢાની માતાનું સ્વર્ગગમન થવાથી હોથીજીની સ્ત્રી મીણાવતીને જ પોંખવાનું હતું. પણ મીણાવતી ઓઢાને પોંખી શકે તેમ નહોતું. કેમકે અંતઃકરણથી ઓઢાને પોતાનો યાર બનાવવા ચાહતી હતી જો પોખણું કરે તો માતાને દરજ્જે ગણાય, અને પોતાનો ગુપ્ત હેતુ સિદ્ધ થાય નહિ.

જ્યારે ઓઢો અને તેની નવલ વધુ આંગણામાં આવી ઉભાં ત્યારે મીણાવતી દુરથી જોઇને વિચારવા લાગી કે કોઇપણ બ્હાનું કાઢીને ઓઢાને પોંખવો તો નહિ જો પોંખીશ તો ઓઢાને વશ કરવાની આશા છે તે પણ નિર્મૂળ થશે. પછી ઓઢો કોઇ ર તે માનશે નહિ. આમ વિચારી પોતાના પેટમાં સખત દરદ થાય છે. તેથી પોતાનાથી ઉભા રહી શકાતું નથી. તેમ દાસીને સમજાવ્યું એટલે મીણાવતીના દરદની વાત દાસીએ સૌરને કહી.

મીણાવતી પલંગમાં પડી પડી ઓઢાની પ્રશંસા કરવા લાગી અને મનમાં કહેવા લાગી કેઃ—

( દુહો. )

" આટે કેસરીઆં પેરીઆં, આંગણ થયો ઉજાળો;
દેખી દેરના મુખને, સૂરજ થયો છે કાળો."

આમ મનોગત ઓઢાની પ્રશંસા કરતી, ઓઢાની નવ પરણીત સ્ત્રીની ઇર્ષા કરતી સુઇ રહી. ઓઢાનાં લગ્ન સુ-

ગામ ગયાં. તેઓ નુતન દમ્પતિને આશિર્વાદ આપી મનુષ્યો પોતપોતાને ઘેર ગયાં.

સૂર્યોદય પહેલાં ઓઢો શય્યાનો ત્યાગ કરી પ્રાતઃવિધિ પુર્ણું કરી પોતાની ભાભીને મળવા ગયો. આ વખતે હીણા-વતી પલંગમાં પડી જ હતી. તેને આખી રાત્રિ નિદ્રાના અભાવે વિચારે જ ગાળવી પડી હતી. તેથી નેત્રો જરા સુજી આવ્યાં હતાં. શરીર ભારેખમ જેવું થયું હતું. ઓઢો મહેલ પાસે આવીને ઉભો રહ્યો. અને દાસી મારફત પોતાના આગમનના ખબર આપ્યા ઓઢાના આગમનના સમાચારથી હીણાવતીને નુતન ચૈતન્ય પ્રાપ્ત થયું. શય્યાનો ત્યાગ કરી પોતાના કેશ અને વસ્ત્રાભુષણ વ્યવસ્થિત કર્યા પછી ઓ-ઢાને અંદર બોલાવવાની દાસીને સુચના કરી.

ભાભી અત્યારે સારૂ છે ને ? ઓઢાએ દાસીના કહે-વાથી મહેલમાં પ્રવેશી બારણા પાસે ઉભો રહી પોતાની ભાભીને પ્રશ્ન કર્યો.

" હા. અત્યારે તમને જોઇને મારૂ દરદ બધુ શાંત થયું છે હીણાવતીએ વ્યંગમાં જવાબ આપ્યો.

" આખી રાત્રિ મેં દરદના દુખમાં વિતાડી પણ તમને તો ઘણા આનંદમાં રાત્રી ગઇ હશે." હીણાવતી બોલી.

ભાભીની આવી મશ્કરીથી ઓઢાના મુખપર સ્મીત હાસ્ય થયું તેથી મોહાન્ધ થએલી હીણાવતી પોતાની બુદ્ધિ વિસરી ગઇ અને ઓઢો પોતાના આંતરિકભાવને સમજ્યો છે. અને તેનો મારાપર પ્રેમ છે. આવા મિથ્યા ભ્રમમાં પ-ડીને હિમ્મતથી આગળ ચાલી. ઓઢા પાસે આવી તેનો હાથ પકડી બોલી કે:—

( દુહો )

" ઓઢા મ થેઇ જંખરે, પલંગ પર ધર પાય;
અરધી રાતે ઉઠીને, વહાલે હોશું વાય.

ઓઢાને મીણાવતીના હાવભાવે ચમકાવ્યો. કેમકે મીણાવતીએ સ્પષ્ટ શબ્દોમાં ઓઢાને કહ્યું કે:—ઓઢાજી આ, પલંગ બીછાવેલો છે, તેના પર પધારો ઊંબરા પર શા માટે બેસો છો. કેમકે તમારા સમરણમાં જ રાત્રિ નિર્ગમન કરી છે, તમારા નામનો જપ કરૂં છું માટે મારા મનનો ઉદ્વેગ શાંત કરો.

મીણાવતીનો ઉપરોક્ત ભાવ ઓઢાના સહમજવામાં આવ્યો તેથી બોલ્યો કે:—

**દુહો.**

એ પલંગ હોથી તણો, હોથી મારો ભાઇ;
તું તેની છો પરણીતા, થાએ મારી માઇ,"

"ભાભી ! આ શું બોલો છો ! તમે મને પલંગપર બેસવાનું કહો છો તે શોભતું નથી આ પલંગ પર બેસવાને હોથીજી લાયક છે, અને હોથીજી મારા ભાઇ છે. ભાઇની સ્ત્રી તે માતા બરાબર છે. માટે તમે તો મારી માતા છો મારાથી માતા પ્રત્યે ગૃણીત કાર્ય બને જ નહી."

ઓઢાએ મીણાવતીને ઉપલંભમાં કહ્યું.

ઓઢાનાં આવાં વચનોથી મીણાવતી ખંચવાણી હવે શું કરવું ! વિચારવા લાગી અચાનક કાંઇ વિચાર સ્ફુરી આવતાં હિંમત રાખી બોલી કે:—

**દુહો.**

ઓઢા થઇશ દુખીઓ, ન કહે મુખથી ના,
અવર ગોતરના આપણે, ન થાઉં તારી મા."

ઓઢા ! શા માટે આવી હઠ કરે છે, આમાંથી દુઃખ સહન કરવું પડશે. વળી તું કેર જાતનો જાડેજો રજપુત છે, અને હું ચૌહાણ કુળની છું. એટલે તારી મા થઇ શકું નહિ. તારામાં આવી ભ્રમણા શાથી પેદા થઇ છે તે

મજી શકતી નથી. તારા જેવો યુવક મારા યૌવનવ-ના ભોગી ભ્રમર થવાને લાયક જ છે, મારી બધી આ-આશાઓ તારાપર જ છે. ઘણા દિવસથી તારા ઉપર હું મોહમુગ્ધ બની છું માટે મારા પરિતાપને સમાવી સુખ આપ." મીણાવતીએ, સ્ત્રીજાતિની સ્વાભાવિક લજ્જાનો ત્યાગ કરી કહ્યું.

દુહો.

" નથી થયું થાશે નહિ, નહિ ચડાવું ગાળ;
કલંક લાગે કુળ મહી, તેમાં શું છે માલ."

" ભાભી ! આવું કોઈ દિવસ થયું નથી. અને થાશે પણ નહી. તારી સાથે ભ્રષ્ટાચાર ગાળ બેસાડું તો કલંક લાગે. વળી આવું કરવામાં કાંઈ માલ નથી. કેમકે આવાં અપકૃત્યો કરનાર કામાન્ધોનો નાશ થયો છે. હું રાજપુત્ર કોઈ આવા કુકર્મો શી રીતે કરી શકું ? માટે આ વાત ભૂલી જાઓ." ઓઢાએ પોતાના વચનમાં દૃઢ રહી કહ્યું.

મીણાવતીને છેલ્લા શબ્દો કહી ઓઢો ચાલવાને તઈ-યાર થયો એટલે મીણાવતી ક્રોધ કરી બોલી કે:—

દુહો.

" ઓઢા થઈશ દુઃખીઓ, કાઢીશ અહીંથી દુર;
દેખીશ નહિ આ ભોમને, જઈશ પાણી કેરે પુર."

" ઓઢા સમજ. તને ઘણું દુઃખ પડશે મારી ઇચ્છા વિરૂદ્ધ વરતવાથી પાછળથી તને પસ્તાવો થાશે. આ કંડ-કકડારામાં રહેવા પામીશ નહી, અને રાનરાન રખડવું પ-ડશે જો મારી ઇચ્છાને તાબે થઈશ તો મારા જેવી સ્ત્રીનું સુખ અને રાજ્યનો માલિક થઈશ. તને રાજાનો ભય હોય તો તે તજી દેજે, તારો અને મારો ગુપ્ત ભેદ તે જાણી

શકશે નહિ. વળી રાજા મારા વચનોથી વિરૂદ્ધ વરતતા નથી. માટે તેનો ભય રાખીશ નહિ."

મીણાવતીએ ભય બતાવવા સાથે લાલચનો ઉપયોગ કર્યો

"નહિ! નહિ!! સિંહ કોઇ દિવસ તૃણનું ભક્ષણ કરશે જ નહિ. દિનકર કદી અંધકારથી ડરશે જ નહિ. ચન્દ્ર પોતાની શિતળતા તજી ઉષ્ણતા ગ્રહણ કરશે નહિ અગ્નિ શિતળતા કરશે જ નહિ. તેમ ઓઢો કદિ પોતાના ધર્મને તજશે જ નહિ. ભલે કાલે આવનારી આપત્તિ અત્યારે જ આવે, દિનકર પશ્ચિમે ઉગે, ગંગાજીનું નીર અવળું વહન કરે છતાં ઓઢો કદિ ચળશે જ નહિ. પોતાના પવિત્ર ક્ષત્રિય ધર્મનો ત્યાગ કરી કુળને કલંકીત કરશે જ નહિ."

એ પ્રમાણે ઓઢાએ સિંહ સ્વરૂપ ધારણ કરી મીણાવતીનો તિરસ્કાર કરી ક્રોધીત થઇને ચાલતાં ચાલતાં કહ્યું:—

દુહો.

"ભાભી તારાં વેણ, સુણી સમ મન લાગતાં;
ભલે ભાલે દુઃખ દેણ, ઓઢો અવળું કરે નહી."

---

# પ્રકરણ ૬ હું.

## દેશવટો.

મીણાવતી ઓઢાના તિરસ્કારથી અત્યંત ગુસ્સે થઇ ગમે તે ભોગે ઓઢાએ કરેલ અપમાનનો બદલો લેવા તેવો નિશ્ચય કર્યો. સ્ત્રી પ્રેમભાજન છે. પોતાના પ્રીયતમના માટે સર્વસ્વનો ભોગ આપનાર છે. જેનાપર પોતાની પ્રીતિ હોય તેના માટે ઇજ્જત, ઐશ્વર્ય કુળાચાર વગેરેનો ત્યાગ કરે છે પણ જ્યારે રૂઠે છે ત્યારે કાળી નાગણી છે એક

વખતનો પ્રીયતમ–વેરી થાય તે તેનું અહીત કરવા પ્રાણનો પણ ભોગ આપ્યા શીવાય રહેતી નથી. તો ભીણાવતી જેવી મહારાણી પોતાના અપમાનનું વેર લેવા પ્રેરાય તેમાં નવાઈ શી?

પોતાને શું કરવાનું છે તે દાસીને સ્હમજાવી રાખ્યું. પોતે પાઠ ભજવવા કોપભુવનમાં જઈ સુતી.

હોથીજી દુશ્મન ઉપર વિજય મેળવી સાંજે ઘેર આવ્યો. આ વખતે સન્ધ્યાકાળ વ્યતિત થયો હતો. ઘેરઘેર દિવાઓથી કૃત્રિમ પ્રકાશ કર્યો હતો પણ હોથીજીએ પોતાના દરબારગઢમાં જુદો જ પ્રકાર જોયો.

આખા રાજમહેલમાં અંધકાર જ જોવામાં આવે છે. આવું જોઈ હોથીજીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. "એક દિવસમાં આ શો પ્રકાર બન્યો છે!" આમ વિચારવા લાગ્યો મનોગત્ ઘણાં પ્રશ્નો કર્યાં પણ કાંઇ નિર્ણય કરી શક્યો નહિ. આનંદના દિવસે શોક જણાવવાનું શું કારણ હશે. આ કુતુહલથી તેનું મગજ ભમવા લાગ્યું. પોતે રાજમહેલ સુધી આવ્યો છતાં કોઇએ કાંઈ વર્તમાન કહ્યા નહિ. માટે જ તેની કુતુહલતા વૃદ્ધિગત્ થઈ હતી.

રાજમહેલની અંદર દાખલ થઈ હોથીજીએ એક દાસીને પુછ્યું ત્યારે દાસી પોતાની અનભિનતા દર્શાવી બોલી કે:—

**દુહો.**

"બા નીચય બાવા કે, દારૂએ ધુમ લગી!
સીકુડેની રાણી રૂવે, ઓઢો મોજે આવીયો!"

"દાસી હોથીજીને કહેવા લાગી કે, બીજી હકીકત હું જાણુતી નથી, પણ આ બધું દારૂથી થયું હશે. જ્યારથી ઓઢો અહીં આવ્યો ત્યારથી રાણીજી રોયા કરે છે. એટલી મને ખબર છે. તે ઉપરાંત મને ખબર નથી."

"રાણીજી ક્યાં છે?"

"કોપભુવનમાં સુતાં છે."

"ચાલ ત્યારે દિપક લઇને આગળ."

તુરત જ દાસીએ એક દિપક હાથમાં લઈ આગળ ચાલી અને મીણવતી જ્યાં સુતી હતી ત્યાં આવી દિપકના પ્રકાસમાં મીણાવતીની સ્થિતિ જોઇ હોથીજી આશ્ચર્ય પામ્યો. મીણાવતીના કેશ વિંખરાઇ ગયા છે, વસ્ત્રો અવ્યવસ્થિત થયાં છે. તેના મુખ ઉપર શોકની છાંયા પ્રસરી રહી છે, ક્રોધ અને શોકમિશ્રિત થઇ રાણી અતિશય દુઃખી હોય તેમ પ્રથમજ દષ્ટિયે હોથીજીના જાણવામાં આવ્યું. હોથીજી ઉપર મીણાવતીએ સંપૂર્ણ સત્તા મેળવી હતી, તેના સૌન્દર્યમાં મુગ્ધ બન્યો હતો. તેના હાવભાવ અને કટાક્ષથી વશ થઇ ગયો હતો. મીણાવતીને પ્રસન્ન રાખવા જે કહે તે કરવા તૈયાર હતો. પોતાનું બધું સુખ મીણાવતીમાંજ માનતો હતો. જરાતરા મીણાવતીને ઉદાસ જુએતો હોથીજીનું હૃદય ચુર્ણ બની જતું હતું. તો અત્યારે આવી સ્થિતિ જોઇ તેને લાગી આવે તેમાં નવાઈ નહિં.

"પ્રિયા! શા માટે તું રોષમાં છે?" પ્રેમભરી વાણીથી હોથીજીએ મીણાવતીનો હાથ ઝાલી કહ્યું.

"મારી સાથે તમારે વાત પણ કરવી નહિ." મીણાવતીએ હોથીજીનો તિરસ્કાર કરી હાથ તરછોડી છણકો કર્યો.

"મારો એવો ગંભીર ગુન્હો શો થયો છે કે, મારો તિરસ્કાર કરે છે?" હોથીજીએ નમ્રતા ધારણ કરી, તરછોડેલા હાથને પોતાના બંને હાથોવડે દાબીને કહ્યું.

"એમાં તમારો વાંક નથી પણ"

"ત્યારે કોનો વાંક છે?"

"એ વાતને જવા દ્યો. ગઇ ગુજરી ભુલી જાઓ.

જે બનવાનું હતું તે બનવાકાળે બની ગયું. બાળકનાં કૃત્ય સામું જોવું નહિ" હોથીજીના હાથપર પોતાનું મસ્તક ટેકવી વાતને વધારવાના ઉદ્દેશથી કહ્યું.

"બનવાકાળે બન્યું" "બાળકનું કૃત્ય! આ બધું શું? તેમાં મને સમજ પડતી નથી. માટે જે ખરી હકીકત હોય તે કહો." હોથીજીએ કપોલપર ચુમ્બન લઈ કહ્યું.

"એમાં કાંઈ સાર જેવું નથી. મારા માટે તમારા બંધુઓમાં કલહ શા માટે કરવો જોઈએ." મીણાવતીએ અશ્રુપ્રવાહ સાથે કહ્યું.

"તારા ઉપર આખી સૃષ્ટિ ઓવારી નાખું તો બંધુ શા હિસાબમાં! નીતિ વિરૂદ્ધ વર્તનાર બંધુનો ત્યાગ કરવો ઉત્તમ છે." હોથીજીએ ઉશ્કેરાઈને કહ્યું.

"ઓઢાજી બાળક છે તેણે જે કર્યું તેના માટે ક્ષમા આપવી જોઈએ."

"તેણે જે અપકૃત્ય કર્યું હોય તે કહે. કહેવામાં સંકોચ રાખે તો મારા સોગન છે" હોથીજીએ વાતને જાણવાની અધીરાઈ કરી.

"ઓઢાજી આજે મને મળવા આવ્યા હતા. તેમણે હદ ઉપરાંત મદ્યપાન કર્યું હતું મારા ઉપર ઘણા દિવસથી મોહમુગ્ધ બન્યા હશે. પણ તે વાત ગુપ્ત રાખી હતી દારૂના કેફમાં મારા પ્રેમની માગણી કરી પણ મેં તેમને ઘણી રીતે સમજાવ્યા છતાં સમજ્યા નહિ. છેવટે મારાપર બળાત્કાર કરવાનો ઇરાદો કર્યો પણ સારા ભાગ્યે લવિંગા દાસી આવી પહોંચી તેથી ઈશ્વરે મારૂં સતીત્વ રાખ્યું પણ આ વાત ભુલી જાઓ, મારા માટે થઈને ઓઢાજીનો ત્યાગ કરવો નહિ. હું આ વાત કહેવાની નહોતી પણ આપે સોગન દીધા ત્યારે કહ્યા વિના ચાલે નહિ" મીણાવતીએ તદ્દન બનાવટી વાત કહી.

ઓઢાની બેઅદબીની વાત સાંભળી સ્ત્રીચરિત્રનો અન-
ભિજ્ઞ ભોળા હાથીજીનો ગુસ્સો ઉછળી આવ્યો. અને સ-
વારમાં ઓઢાને તેના પાપની શિક્ષા કરવાનો દૃઢ વિચાર
મીણાવતીને જણાવ્યો. ઉપલક રીતે મીણાવતીએ ક્ષમા
કરવા કહ્યું. પણ હાથીજીએ માન્યું નહિ. તેથી મનમાં
પ્રસન્ન થઈ હાથીજીના શરીર સાથે લપટાઈ ગઈ. મિષ્ટવચનો
અને નેત્ર કટાક્ષથી હાથીજી ઉપર સમ્પૂર્ણ સત્તા મેળવી.
પોતાનો વિજય થયો માન્યો.

સુર્યોદય પહેલા પ્રાત વિધિ પુર્ણ કરી વસ્ત્રાભૂષણથી
સજ્જ થઈ હાથીજી કચેરીમાં આવ્યો. ઓઢો પણ પોતાના
વડિલ બંધુને પ્રણામ કરવા કચેરીમાં હાજર થયો. હાથીજીને
પ્રણામ કર્યા પણ તે તરફ દુર્લક્ષ આપી હાથીજી બોલ્યો કેઃ—

**સોરઠો.**

“ ઓઢા કુળ અંગાર, પાકયો કેરના કુળમાં,
નિકળ રાજની બ્હાર, મુખ મને ન બતાવતો. ”

**સોરઠીઓ દુહો.**

“ જો તું રહે આ રાજમાં, તો તુજને ધીક્કાર;
શિર છેદી તલવાર, રક્ત સ્નાન તારૂં કરૂં. ”

પોતાના વડિલ બંધુનાં મુખમાંથી આવાં વચનો સાં-
ભળી, ઓઢો-વિમાસણમાં પડયો સ્ત્રીઓ શું કરે છે ! તે
અબળા નહિ પણ પ્રબળા છે તેનો વિચાર કરવા લાગ્યો.
પોતે નિર્દોષ છે પોતાના ભાભી સદોષ છે; છતાં નિર્દોષને
દોષિત ઠરાવવા તે સફળ નિવડી તેથી ઓઢાને ઘણું લાગી
આવ્યું તેને જણાયું કે અહીં રહેવામાં સાર નથી કોઈ દિવસ
આપત્તિ આવી પડશે આમ વિચારી બોલ્યો કેઃ—

**સોરઠો.**

“ જેવી મારી નીત, તેવી ન રાખી બન્ધુએ;
ખોટી નારી પ્રીત, ફસાયો મિથ્યા મોહમાં. ”

" અરે ! મારા બંધુએ જરા પણ વિચાર ન કર્યો નારીના મિથ્યા મોહમાં ફસાઇ સત્યાસત્યનો નિર્ણય કર્યા સિવાય મારો ત્યાગ કર્યો. પણ ખેર ! જે ભવિષ્યમાં માંડ્યું હશે તે થશે " આમ વિચાર કરી કચેરીનો ત્યાગ કરી ચાલવા માંડ્યો પણ કાંઇક વિચાર સ્ફુરી આવતાં પાછો ફરી હાથીજીને કહેવા લાગ્યો કેઃ—

" બંધુ ! આપે મારા મારા ઉપર શંકાશીલ થઈ, ભયંકર આરોપ મુક્યો છેઃ પણ આપ સ્ત્રીચરિત્રમાં ફસાયા છે., જરા વિચાર કરો ! સાહસ કરવાથી પસ્તાવો થશે. ઘણાં પુરૂષો સ્ત્રીચરિત્રમાં ફસાયા છે. અને તેના પાપનો પશ્ચાત્તાપ કર્યો છે. કેટલાકો નારી પ્રેમ પાસમાં બંધાયા છે. કેટલાકોએ નારીને વશ થઇ બન્ધાનો ત્યાગ કર્યો છે. પણ જ્યારે મોહજાળ જણાઇ છે ત્યારે અત્યંત દુઃખ થયું છે. તેમજ આપ પણ સ્ત્રીચરિત્રમાં ફસાયા છો, મારા વિષે જરા પણ વિચાર કર્યા શિવાય એક તરફી હકીકત સાંભળી છે. પણ જ્યારે આપને જણાશે ત્યારે પશ્ચાત્તાપ થવામાં બાકી રહેશે નહિ આપે મને આજ્ઞા કરી છે એટલે હું વિદેશ જવાનો છું. કેમકે વડિલ બંધુની આજ્ઞા એજ ધર્મ આજ્ઞા છે ઘણા ક્ષત્રિયોએ વડિલ બંધુની આજ્ઞા પાળવા બધા સુખનો ત્યાગ કર્યો છે. તો આપનો આજ્ઞાધારક કનિષ્ટ બંધુ પણ તેનું અનુકરણ કરવાને ચુકશે નહિ આપને ફરી ફરીને એજ વિજ્ઞપ્તિ છે કે, આપની કુલટા સ્ત્રીથી ચેતજો, તેના ઉપર સમ્પૂર્ણ વિશ્વાસ રાખશો નહિ જો રાખશો તો કોઇ દિવસ પસ્તાવાનો સમય આવશે. "

ઓઢાના ઉપરોક્ત હેત વચનથી, હાથીજી વધુ ઉશ્કેરાઈ ગયો. તેના ક્રોધનો પાર રહ્યો નહિ અત્યંત આવેશ યુક્ત થઈ રક્ત નેત્રે બોલ્યો કેઃ—

"દુષ્ટ તારી લવારી બંધ કર! અને અહીંથી ચાલ્યો જા નહિ તો મારી શમશેરથી તારૂં મસ્તક ધડથી જુદુ થઈ મારા પગમાં પડશે, માટે તારાં પ્રાણુની દરકાર કરતો હો તો અહીંથી ચાલ્યો જા."

ઓઢે જાણ્યું કે, હવે બાજી હાથથી ગઈ છે. માટે અહીંથી ચાલ્યા જવામાં જ શ્રેય છે. આમ વિચારી કચેરીનો ત્યાગ કરી ચાલ્યો ગયો



# પ્રકરણ ૭ મું.

## માણુાવતીનો પશ્ચાતાપ

હોથીજીનું અપમાન ઓઢાને અસહ્ય લાગ્યું તેથી વિદેશ જવાની તાલાવેલી થઇ આવી. પોતાની નવપરણીતા સ્ત્રીને વીસલદેવ વાઘેલાને ઘેર પાછી મોકલી આપી તેથી પોતાનો અરધો ભાર ઓછો થયો.

પોતાના કેળવાયેલા પચાસ અંગરક્ષકો અને બીજા માણસો* સાથે પ્રવાસની તૈયારી કરી. બધાને શહેર બહારના બાગમાં આજની રાત્રિ નિર્ગમન કરવાનો ઓઢાનો હુકમ હતો. તેથી સાથે જનારા બધા પોતાના પ્રવાસમાં ઉપયોગી સામાન સાથે બાગમાં જવા લાગ્યા.

ઓઢાનાં ગઈ કાલે લગ્ન થયાં અને આજે પરદેશ

---

* કહેવાય છે કે ઓઢા સાથે આ વખતે ૧૪૦ ઘોડેસ્વારો, ૩૦૦ ઉંટો, ૧૮૦૦ ગાયો, ૩૦૦ ભેંસો, અને ૫૦૦ પેદલો હતા. તે ઉપરાંત પોતાના ૫૦ અંગરક્ષકો જેને રાત્રિના ચારવાગે પકવાન વગેરે પૌષ્ટીક ખવરાવી, તાલીમ આપી કેળવેલા વફાદાર હતા. આ બધા ઓઢા પ્રત્યેની વફાદારી બતાવતા સાથે ચાલ્યા હતા.

જાય છે આવા સમાચાર વિદ્યુત વેગે આખા શહેરમાં પ્રસરી ગયા. તેથી નગરજનોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આમ એકાએક હોથીજી અને ઓઢાના અણબનાવથી નગરજનો અવનવા તર્ક વિતર્ક કરવા લાગ્યા.

ઓઢો દેશવટે જાય છે તેમ વૃદ્ધ કારભારી મોતીશાહના જાણવામાં આવ્યું તેથી વફાદાર કારભારીને ઘણું લાગી આવ્યું. ઓઢા જેવા શુરવીર દેશવટે જાય તો રાજ્યને ઘણું નુકશાન પહોંચે. દુશ્મનો ચઢી આવે અને વખતે રાજ પણ ગુમાવાનો સમય આવે. આવા વિચારથી મોતીશાહ ગભરાઈ ગયો અને ગમે તેવી રીતે સમજાવી ઓઢાને જવા દેવો નહી. એમ વિચારી ઓઢો પોતાને મહેલે તઇયારી કરતો હતો ત્યાં આવ્યો.

" ઓઢાજી ! આ શું કરો છો ? અત્યારે રીસાવાનો સમય છે ! તમારા જેવા શુરા રજપુતને સહિષ્ણુતાનો ત્યાગ કરવો જોઇએ નહિ હજી તો ગઈ કાલે જ લગ્ન થયાં છે. દશાઇયાં પણ પુરા થયાં નથી, જ્યાંસુધી દશાઇયાં ન્હાવ નહીં ત્યાંસુધી બહાર નિકળાય જ નહિ. વળી તમે વિચાર કરો ! તમારા લગ્નનો લાભ લઇને દુશ્મનો ચઢી આવ્યા હોત તો તમે પરદેશ જાઓ તો દુશ્મનો પોતાની તક જવા દેશે નહિ. અને રાજની પાયમાલી થશે આવા સમયમાં ભાઇઓ વચ્ચે કુસંપ કરવો જોઇએ નહિ. માટે સમજો." આટલું બોલી મોતીશાહ જરા વિશ્રાંતી લેવા અટક્યો ઓઢો કાંઇપણ પ્રતિઉત્તર આપ્યા વિના સાંભળ્યા જ કરતો હતો. મોતીશાહ વિશ્રાંતિ લઇ બોલવા લાગ્યો કેઃ—

**દુહો.**

" ઓઢા ભાઈ ભાઇમાં, રીસથી સુધરે ન કાજ.
ગુહ વખતની બાંગડી, જાતી રાખે લાજ;

સુખમાં સાંભરે સ્ત્રી અને, દુઃખમાં પામદે ધીર;
મધ્ય રાત્રિનાં યુદ્ધમાં, સાંભરે પોતાનો વીર."

"માટે ઓઢાજી! કુસંપ છોડી દ્યો. વડિલ બંધુ વખત ઓછો ગીરાશ આપે કે હાલમાં ન આપે તે માટે ચિંતા છોડો હું તેમને સ્હમજાવીને તમારૂં સમાધાન કરાવીશ માટે જવાનો વિચાર છોડી દઈ સુખે ઘેર રહો. બધું ઠીક થશે.

મોતીશાહને એમ જણાયું હતું કે, હોથીજી સાથે ગીરાશની ખટપટ થઇ છે. માટે તે સમાવી દેવાનું અને હોથીજીને સ્હમજાવવાનું માથે લઈ કહ્યું.

"ના ના. એવું કાંઇ જ નથી. વડિલ બંધુ સાથે ગીરાશનો વાંધો બીલકુલ નથી તેઓ મને ગીરાશ આપે યા ન આપે તેની દરકાર કરતો નથી. વળી ગીરાશ માટે લઈને બંધુ કલહ કરૂં જ નહિ. તેમ એવા કારણથી હું જાતો નથી. મને મુસાફરી કરવાનો શોખ છે તેથી મોટા ભાઈની આજ્ઞા મેળવી થોડા દિવસ મુસાફરીએ જાઉં છું બીજું કાંઈ કારણ નથી. આપ જરાપણ ચિંતા કરશો નહિ. મુસાફરી પુર્ણ થશે એટલે પાછો અહીં આવીશ. પણ થોડા દિવસ તો મુસાફરી કરવાના વિચારને રોકી શકતો નથી. માટે આપને ચિંતા કરવાનું પ્રયોજન નથી." ઓઢાએ મુળ વાતને છુપાવીને મોતી શાહને સંતોષ આપવા તદ્દન બનાવટી વાત કહી.

ઓઢાના કથન ઉપર મોતીશાહને વિશ્વાસ આવ્યો બન્ધુ કલહ નથી એમ જણાવાથી સંતોષ થયો. તેથી ઓઢા પાસેથી રજા લઇ ઘેર ગયો.

ઓઢાએ પોતાનો બધો સામાન ઉંટ ઉપર ભરાવી બાગ તરફ રવાના કર્યો. આવું જોઈ ગામના માણસો કહેવા લાગ્યા કેઃ—

## સોરઠીઓ દુહો.

" ઓઢે ઉચાળા ભર્યા, ઉટા સાથે માલ;
છોડી દેશનું વ્હાલ, વિદેશ જાવા ચાલીઓ "

નગરજનો ઓઢાના જવાથી શોકપુર્ણ થયા પણ તેમનો ઉપાય ન હોતો એટલે આ બાબતમાં મૌન રહ્યા વિના છુટકો જ નહોતો.

પોતાનો બધો સામાન બગીચામાં પહોંચાડયો. આવા સમાચાર દાસી મારફતે મીણાવતીને મળ્યા. એટલે મીણાવતી રાણીને અત્યંત અફસોસ થયો પોતાની ઇચ્છા પાર પડી નહી. અને પોતે માનતી હતી કે, ઓઢાને થોડો ઘણો ભય બતાવવાથી પોતાની ઇચ્છાને તાબે થશે પણ આવી રીતે ઓઢો છેલ્લી ઘડી સુધી પોતાના વિચારમાં દ્રઢ રહેશે. તેનો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો તેથી બોલી કે:—

## દોહરો.

" જે કારણ આપીયો, કાળજ માંહી કાપ;
એ સજ્જન તો ચાલીયો, જપતી જેના જાપ. "

આવી રીતે વિચાર કરતી મીણાવતી ઉઠીને ઉભી થઇ પણ તેનામાં ચાલવાની શક્તિ રહી નહિ. તેનાપર અત્યંત બોજો પડયો હોય તેમ શોકાર્ત હૃદયે ઓઢાને જોવા ચક નાખેલી બારીએ આવી. અને જુએછે તો પોતાના રિસાલા સાથે ઓઢાને જતો જોયો. તેથી અત્યંત ગભરાઇ ગઇ.

## દોહરો.

" મીણાવતીએ નીરખીયો, વ્યાપી પ્રેમની પીડ;
ચાલ્યો પ્રીતમ પરહરી, પડી વિરહની ભીડ. "

" અરેરે! મેં ભુલ કરી અને ઓઢાને દેશવટો અપાવ્યો. જો તે વખતે મેં સહન કર્યું હોત તો ઠીક હતું. ઓઢો આજે નહિ તો કાલે માનત પણ હવે ફરીને એનાં

દર્શન દુર્લભ થશે. મારા ચિત્તના ચોર વિના મારાથી રહેવાશે નહિ. તેને નહિ દેખું તો મારો દિવસ શી રીતે જશે! હવે શું ઉપાય કરવો” આમ વિચાર કરતી ઓઢો જ્યાંસુધી દેખાયો ત્યાંસુધી ઉભી રહી :અને જ્યારે દૃષ્ટી મર્યાદાની બ્હાર થયો ત્યારે હતાશ થઈ મ્હેલમાં આવી. પલંગપર પડી અને બોલી કે:—

“ પ્રચંડ અગ્નિ વિરહનીઆ, પ્રજાળે અંગ બધું મારૂં, બધા આ રાજના સુખો, નથી કાંઇ લાગતું સારૂં. ડશે છે અંગને આતો, થઇ દુશ્મન અલુકારો; નથી કાંઈ ચેન મુજને તો, થયો આ દેહ અકારો. સોનેરી સેજ સુંવાળી, શુળીસમ દુઃખ દેનારી; અરે! સૌગંધ કે શીતળ, ચીજો નવ સુખ દેનારી. અરેરે! રંકને હાથે, રતન નવ સાંપડે કદાએ; અહા! વિયોગ વ્હાલાનો, હરિનો પ્રાણ તો લીએ.”

મીણાવતી આમ અતિશય વિરહ વેદનામાં પીડાવા લાગી. જે જે વસ્તુઓ જુએ તેમાં ઓઢાની પ્રતિમા જોવા લાગી. આવી રીતે વિચારમાં જ દિવસ નિર્ગમન કર્યો. અને રાત્રિ પડી.

મીણાવતીના મનની સ્થિતિ ડામાડોળ હતી. રાત્રી ભોજન પણ કર્યું નહોતું જ્યારે હોથીજી આવ્યો ત્યારે પણ મીણાવતીએ શય્યાનો ત્યાગ કર્યો નહોતો તેમ પતિને આપવું જોઇએ તે માન પણ આપ્યું નહિ. તેથી રાણીની તબીયત સારી નથી તેમ માની પાસે આવી બોલ્યો કે:—

“ પ્રિયે! આજે શરીર અસ્વસ્થ છે?”

“ મને અત્યારે ઠીક નથી. માથું ચઢી આવ્યું છે. જીવ ગભરાય છે. માટે વાત કરી શકાતી નથી. માટે આરામથી સુવા દો.

“ કાંઈ દવા કરીએ.”

"મારા રોગનું ઓષડ શું ? એ તો આરામ આવી જશે."

"બીજું કાંઈ દરદ થાય છે ?"

"મને અત્યારે કાંઈક મુસ દરદ થાય છે. પણ કળી શકાતું નથી."

"રાજવૈદ્યને બોલાવી નિદાન અને ચિકિત્સા કરાવીયે, એટલે આરામ આવી જશે."

"રાજવૈદ્યના ઓષડથી આરામ આવશે નહિ. પણ જરા નિદ્રા આવે તો તુરત આરામ આવી જશે, જરાતરામાં ગભરાવાનું કારણ નથી."

"ત્યારે સુખેથી નિદ્રા લીજીએ. હું બીજા ખંડમાં નિદ્રા લઈશ."

"ભલે પધારો."

હાથીજી બીજા ખંડમાં જવા ચાલ્યો ગયો. મીણાવતીને પીડા ટળી તેમ લાગ્યું. તેનું બધું ચિત્ત ઓઢામાં લાગ્યું હતું. તેથી એકાંત સેવન કરવું તેને યોગ્ય હતું.

મીણાવતી અનિદ્ર સ્થિતિમાં રહી, તેની ચિત્ત વૃત્તિને બીલકુલ ચેન પડતું નહોતું. અને વિચાર સાથે પશ્ચાત્તાપ કરતી હતી કેઃ—

અરેરે ! હું અભાગણીએ કાંઇ વિચાર કર્યો નહિ ! મારે હાથે ચડેલો હીરો ખોઈ નાખ્યો ? હવે હું કેવી રીતે ઓઢાજીને મારો કરીશ ! તેનું મન મારા તરફથી શી રીતે આકર્ષી શકું ! હાય હાય એ તો ચાલ્યા જવાના ! અહિયાં હોય તો તેના મુખાવલોકનથી પણ સંતોષ મળે. પણ હવે તેટલું સુખ પણ ભાગ્યમાં સરજાયલું નથી ! આમ ચિંતામગ્ન અને વિચારવમળમાં મહા કષ્ટે એક પ્રહર રાત્રિ અવશેષ રહી ત્યારે નિદ્રા આવી.

નિદ્રાધિન થયા પછી મીણાવતી સ્વપ્નસૃષ્ટિમાં વિચારવા લાગી. જાણે ઓઢો પોતાની સન્મુખ ઉભો છે. તેના મુખ ઉપર, ક્રોધ સ્પષ્ટ દેખાઈ આવે છે, મીણાવતી હસ્તદ્વય જોડી પ્રાર્થના કરે છે. ચરણોમાં શિશ નમાવી કહે છે કેઃ—

" પ્રાણનાથ ! મને છોડીને જશો નહિ. મારા અપરાધની ક્ષમા આપો. આપના વિરહાગ્નિમાં બળતી આ દાસીને બચાવો. મારાપર દયા કરો ! ! દયા કરો ! હું આપની છું. આપ મારા થાઓ ! આપના વિના જળ મચ્છ પેઠે તલપું છું. આપના વિના મારા પ્રાણો રહેશે નહિ. હું અપરાધિણી છું. મને ક્ષમા કરો ! હે મારા ચિત્તના ચોર ! હૃદયેશ્વર આ દીન દાસીનો સ્વિકાર કરો. મદન જ્વરથી પીડાતી કીંકરીપર કૃપા કરો !

આવી રીતે મીણાવતી સ્વપ્નમાં ઓઢાની પ્રતિમા નિહાળી વિનવે છે. પણ ઓઢો જરા પણ દરકાર રાખતો નથી. તેનો તિરસ્કાર કરે છે અને છેવટે મીણાવતીને તરછોડી અદ્રશ્ય થયો.

ઉપરના સ્વપ્ન બનાવથી મીણાવતી જાગી અને પોતાના સ્વપ્નની વાત યાદ કરી વિશેષ આક્રંદ કરવા લાગી. આ વખતે સૂર્યોદય થઇ ગયો હતો. મીણાવતી રાત્રિના ઉજાગરાથી છેક મોડી રાત્રિ સુધી વિચાર વમળમાં તણાતી હોવાથી નિદ્રા આવી નહોતી તેથી પ્રાતઃકાળમાં મોડી જાગવા પામી હતી.

---

# પ્રકરણ ૮ મું.

## મનામણું.

મીણાવતી નિદ્રાનો ત્યાગ કરી, દંતધાવન કરવા ઓઢાના મહેલ તરફ સામે જોઇને બેઠી અને ઓઢા વિના શુન્ય મહેલ જોયો.

**દોહરો.**

" ઉઠી રાણી સેજથી, ચિંતવે સામો મ્હેલ;
ઓઢો ચાલી નીકળ્યો, કરવા વિદેશ સ્હેલ. "

ઓઢાના જવાથી મીણાવતીની મનઃસ્થિતિ સ્થિર નહીં રહેવાથી પોતે બગાડેલું કાર્ય પોતેજ સુધારવું. આમ વિચારી દાસીદ્વારા હોથીજીને પાસે બોલાવ્યો.

"કેમ પ્રિયા ! તબીયત તો સારી છે ને ?" હોથીજીએ મીણાવતી પાસે આવતાં પ્રશ્ન કર્યો.

"હા. નાથ ! અત્યારે સારૂં છે. પણ મને ઉદ્વેગ થયા કરે છે." મીણાવતીએ ઉદ્‌ગાર કાઢ્યો.

"ઉદ્વેગ થવાનું કારણ શું છે ?" હોથીજીએ અધીરા બની કહ્યું.

"આપ મોટા છો, અને ઓઢાજી નાના છે. તેમને જે શિક્ષા કરી છે તેથી આપની નિંદા થશે. કેમ કે ક્ષમા કરવાનો આપનો ધર્મ છે. માટે ઓઢાજીને ક્ષમા કરવી જોઇએ.

મીણાવતીએ વિવેકનો ડોળ કરી બતાવ્યો.

**દોહરો.**

" તમે માઇના પુતરા, સગા ભાઇઓ છો;
ઓઢો જાય રિસામણે, તેને મળાવી લ્યો "

મીણાવતીના ઉપદેશથી હાથીજી બોલ્યો કે—" જો તમારી એવીજ ઇચ્છા હોય તો હું તેને ક્ષમા કરૂં છું. આવેશમાં આવી તેનો તિરસ્કાર કર્યો પણ હવે વિચાર થયા કરે છે. પણ મારૂં કહેવું માનશે નહિ. માટે તમે જાતે જઇ મનાવી લાવશો તો આવશે. કેમ કે તમારાથી તેમને દેશવટો મળ્યો છે અને તમારાથી જ મનાશે. માટે જલદી જાઓ. હજી ઓઢો બાગમાંજ છે. જો ઢીલ કરશો તો ચાલ્યો જશે."

હાથીજીની સમ્મતિથી મીણાવતી આનંદમાં આવી, રથ જોડાવી બાગમાં, જે સ્થળે ઓઢો હતો તે સ્થળે આવી અને બોલી કેઃ—

### સોરઠો.

" વિનવતા વરસ ચાર, ઓઢા તે એળે ગયાં;
કહ્યું હૃદયમાં ધાર, અપાવું સુખ હું રાજનું."

મીણાવતીના લોભ વચનોથી ઓઢાના હૃદયપર કાંઇ અસર થઇ નહિ. તેમ પોતાના પવિત્ર વિચારને ફેરવ્યો નહિ. તેથી બોલ્યો કેઃ—

### સોરઠો.

" બાળક જેવાં વેણ, ભાભી મુખ શોભે નહિ;
તેથી લાજે નેણ, કલંક લાગે કુળમાં."

ઓઢાના મુખથી નિરાશાજનક વચનો સાંભળી, મીણાવતી ગભરાઇ ગઇ અને હવે શો ઉપાય કરવો! આમ વિચારવા લાગી. પોતાનો અધિકાર, માન વગેરે ભુલી ગઇ અને કાકલુદી ભરેલી વાણીથી બોલી કેઃ—

### દોહરો.

" આંખો તારી ચળકતી, જાદુભરી જણાય;
મન હરી મોહીત કરી, મળવા મન અકળાય.

ચુંબક પેઠે ખેંચતી, મુજ હૃદય નીજ પાસ,
ઓઢા મુકો આંબળો,પુર્ણ કરો મમ આશ.
આંખો તારી અટપટી, ખટપટ કરતી જણાય;
ભુરકી નાંખી ભરમાવતી, અદ્દભુત તુજ કળાય.

ઓઢાજી હું તમને વિનવું છું. તમે મારપર પ્રેમ બાંધો. તમારા પ્રેમ પાસમાં હું બંધાઇ છું. તમારા વિના મારાથી દિવસો જશે નહિ. વળી તમારા નેત્રોના તેજથી હું અંજાઇ ગઇ છું. તેણે મારા હૃદયપર સમ્પૂર્ણ અધિકાર મેળવ્યા છે. હું હતાશ થઇ ગઇ છું, તમારા દર્શન વિના રાજસુખ તુચ્છ જેવું લાગે છે. વસ્તિમાં હોવા છતાં ઉજ્જડ-વેરાનમાં હોઉં તેમ જણાય છે. વસ્ત્રભુષણો વિંછી પેઠે ડંશ દીએ છે, શીતળ પદાર્થો અગ્નિ પેઠે દાહ કરે છે. માટે તમારા મોહક નેત્રોમાં પ્રેમ જોવા તલપી રહી છું. તમારાં નેત્ર મને સ્થિર થવા દેતાં નથી. તેણે મારાપર ભુરકી નાંખીછે. માટે તમારા નેત્રનાં દર્શનનાં આતુર મારાં નેત્રોને પ્રણય ભરી દૃષ્ટિથી તૃપ્ત કરો." મીણાવતીએ નમ્ર વાણીથી કહ્યું.

આવું મીણાવતીનું બોલવું સાંભળી ઓઢો બોલ્યો કે-

### દોહરો.

" આંખો આડા ડુંગરા, દેશું અમે જરૂર;
પરવરશું પરદેશમાં, તમથી થાશું દુર. "
ડુંગર વચમાં રાખતા, નહિ દેખો મુજ આંખ;
નહિ રહીએ આ રાજમાં, સુરજ તેની સાખ.
પરદેશી અમે પરવરી, નહિ દેખાડીએ મુખ;
નહિ દેખો આ નેત્રને, ક્યાંથી થાશે સુખ.

" હે બાળી! અમે અહિંથી ચાલ્યા જઇશું અને તમારા ને અમારા વચ્ચે ડુંગરને રાખશું." એટલે મારી આંખો તમારા જોવામાં આવશે નહિ. જ્યારે તમારાં નેત્રો

મારાં નેત્રોને જુએ છે ત્યારેજ તમને મિથ્યા મોહ થાયછે. પણ તે નેત્રો દૂર થવાથી તમને મોહ થશે નહિ. જ્યાંસુધી તમારા ને અમારા વચ્ચે ડુંગર આવશે નહિ ત્યાંસુધી અમે રાત પણ રહેશું નહિ. ડુંગર આડે આવવાથી બધી પંચાત પતી જશે.

આવું સાંભળી મીણાવતી વાત ફેરવીને બોલી કે:—

( દોહરો. )

" શું થાશે તુંજ મ્હેલનું, વિખરાશે તુંજ માલ;
પશુ તારા કોણ પાળશે, માટે પાછો ચાલ,
માને કહ્યું જો માહરૂં, રાખી હૃદય પર ધાર;
કરૂં હાથની છાંયડી, તું છે પ્રાણઆધાર. "

ઓઢા ! તમારા વિના મ્હેલો સુના દેખાશે તેમાંથી વસ્તુઓ વિખરાઈ જશે, ગાયો, ભેંસો વગેરેનું લાલનપાલન કોણ કરશે ? માટે પાછા ચાલો અને મારૂં કહેવું માનો. તમને મારા હૈયાનો હાર કરીને રાખીશ અને હાથે છાંયા કરીશ માટે પ્રાણના આધાર ! પાછા વળો. "

મીણાવતીના કહેવાનો તિરસ્કાર કરી બેપરવાઈથી ઓઢો બોલ્યો કે:—

( દોહરો. )

" ઉજડ થાય મેડીઓ, શહેર બને સમશાન;
રાજપાટ પલટે કદી, ઓઢો ન મુકે માન.
નદી નીર અવળાં વહે, પશ્ચિમ ઉગે સૂર;
ધ્રુવ ચળે પરવત ફરે, ( પણ ) ઓઢો ખોવે ન નૂર
લખ્યું હશે લલાટમાં, થવાનું હોય તે થાય;
ઓઢો ધર્મ ન ચુકશે, પ્રાણ ભલે ને જાય. "

" ભાભી ! જે થવાનું હોય તે ભલે થાય પણ હું મારા કુળનો ધર્મ તજવાનો નથી ભલે આખા જગતનું

રાજ્ય મળે કે અતિશય દુખ પડે પણ હું મારી ટેક છોડ- વાનો નથી તારા જેવી કુલટા અને કુલ અંગાર સ્ત્રીમાં ફસાઈ મારો સર્વસ્વનો નાશ કરવાનો નથી. તું રાજપુત કુળમાં જન્મ લઈ શુદ્ધ શિયળ અને પતિવ્રતનો નાશ કર વાને તૈયાર થઈ છે. તેથી હું મારા શિયળ અને પતિવ્રતનો ત્યાગ કરવાનો નથી મને સુખ થાઓ અગર દુઃખ થાઓ તેની પરવા નથી, મારૂં શરીર ભલે અત્યારેજ ગત પ્રાણ થાય તેની ફીકર નથી જે ન બની શકે તેવી બાબત કદી બને? છતાં મારી ટેકથી હું ટળવાનો નથી.

આવી રીતે ઓઢાએ અનેક વચનો કહ્યાં. મીણાવતીએ જાણ્યું કે ઓઢો હવે માનવાનો નથી અત્યારે વધુ ચીડવ- વવામાં સાર નથી તેનો વિચાર કોઈ રીતે હાલમાં ફેરવાય તેમ નથી. માટે થોડા દિવસ પરદેશ વેઠશે અને જ્યારે પરદેશનું દુઃખ સહન કરશે. ત્યારેજ ઠેકાણે આવશે ત્યાંસુધી તેના વિયોગનું દુઃખ સહન કર્યા સિવાય છુટકો નથી. આમ વિચાર કરી નિરાશ હૃદયે ચાલી નીકળી.

મીણાવતી શહેર તરફ વળી કે તુરત ઓઢાએ પોતાનું બેણાણ ઉપાડયું અને પોતાની જન્મ ભુમિનો ત્યાગ કરી ચાલતો થયો.



# પ્રકરણ ૯ મું

## ચારણને દાન.

પોતાના રિસાલા સાથે ઓઢો કંડકકડારા પ્રગણાને છોડી ચાલતો થયો. આ વખતે પોતાની જન્મભુમિનો ત્યાગ કરતાં અતિશય લાગી આવ્યું પોતાના સ્નેહીજન અને સ્વભુમીનો પરિત્યાગ માણસને અસહ્ય થઈ પડે

છે. તેવી જ રીતે ઓઢાને આ વિયોગ પણ અસહ્ય થયો. તેના નેત્રો અશ્રુપુર્ણ થયાં. હૃદય ભરાઇ આવ્યું હવે ક્યારે સ્વભુમિનાં દર્શન થશે! તે વિચારે મગજ ભમી ગયું. અને જન્મભુમિને છેલ્લા પ્રણામ કરી બોલ્યો કે:—

"હે માતા! તારો અત્યારે વિયોગ થાય છે. તારા અન્નથી જ આજ સુધી મારૂં પોષણ થયું છે. પણ આ રંક પુત્રથી તારી યત્કિંચિત પણ સેવા બની નથી. તેમ તને જરા પણ ઉપયોગી થયો નથી માટે મને ક્ષમા કર! અને ફરીને તારાં દર્શન થાય તેવો વર આપ."

આમ સ્વભુમિને વંદના કરી ઓઢો ચાલતો થયો અને રસ્તામાં આવેલા ક્રીર નામના પર્વતને જોઇને બોલ્યો કે—

દોહરો.

"ક્રીરા તું તો અચળ થઇ, રહ્યો જન્મભૂમી માંય,
ઓઢો સ્વદેશ છાડીને, પરદેશ ચાલ્યો જાય."

આવી રીતે ક્રીર નામના ડુંગરને કહી આગળ ચાલ્યો એટલે એક હોલો કચ્છ તરફથી ઉડતો આવ્યો તેને જોઇ ઓઢો બોલ્યો કે:—

( સોરઠો )

"બાબીડા! બિહઆર, કડે વેગે કચ્છ કે!"
ઝીઆડીજ જુવાર, પાડા પુછી પિરિયન જો!"

હોલા તું પાછો કચ્છ તરફ ક્યારે ફરવાનો છે? જ્યારે તું પાછો કચ્છમાં જા. ત્યારે પાટોથ પુછીને મારા સ્નેહીઓને જુહાર કહેજે.

આમ કહી બંને પ્રાંતમાં પોતાનો મુકામ કર્યો. ઓઢાના સમાચાર સર્વત્ર પ્રસરી ગયા. એટલે આસપાસના ચારણ ભાટો આવવા લાગ્યા અને ઓઢાની કીર્તિ ગાવા

માગ્યા. ઓઢાએ બધાને ગાયો, ભેંસો વગેરે દાનમાં આપી સંતુષ્ટ કરવા લાગ્યો છેવટે ગાયો, ભેંસો વગેરે બધી દાનમાં અપાઇ ગઇ ફક્ત પોતાને દુધ ખાવાને માટે એકજ ભેંસ રહી.

વડસર ગામનો ચારણ આ વખતે બધાની પાછળ આવ્યો તેણે આવીને ઓઢાની પ્રશંસા કરી. તેથી ઓઢે તેને શું જોઇએ છીએ તેમ પુછ્યું. એટલે ચારણે ભેંસની માગણી કરી. ત્યારે ઓઢે કહ્યું કે "ભેંશ એક જ રહી છે. અને તે મારે દુધ ખાવા માટે જ છે. માટે બીજું જે કહો તે આપું" આવા ઓઢાના જવાબથી ચારણ ચીડાઇ ગયો અને બોલ્યો કે:—

### સોરઠો.

"મેયું મોટો માલ, દેવો ઘણો દોહલો:
રેખડિઆરને વ્હાલ, જેવી નીજ કાકીઓ."

ભેંસો આપવી તે સ્હેલી નથી એતો ઘણી દોહલી છે. પણ રેખડિયારા જામને તો પોતાની કાકી જેવી છે. માટે બીજાને કેમ અપાય? આવી રીતે અપમાન સુચક શબ્દો કહ્યા છતાં ઓઢે ક્રોધ બ્હાર જણાવ્યો નહિ. અને તરતજ ચારણને પોતાની એકની એક ભેંસ પણ આપી દીધી એટલે તે દુહાને ઉલટાવી સારા રૂપમાં દુહાને બનાવી બોલ્યો કે:—

### સોરઠો.

"મેયું મોટા ઠામ, દેવી ઘણી દોહલી;
રેખડીઆરા જામ, તેને મન તો કોડિયું."

ભેંસો ઘણી મોંઘી વસ્તુ છે. અને તેનું દાન કરવું પણ દોહલું છે છતાં રેખડીઆરા જામને તો મન કોડિની કિમ્મતની છે.

ચારણને ભેંસનું દાન આપી ઓઢો ચાલતો થયો. આગળ ચાલતાં સિંધુ નદીમાંથી નીકળેલી નદી બન્નીના રણમાં પડી હતી તે રસ્તે જનારને આડે આવતી હતી અને તે નદી વહાણથી ઉતરાતી હતી ઓઢાને પણ વહાણથી ઉતરવાની ફરજ પડી તેથી પોતાના માણસો સાથે વહાણ પર ચઢયો.

**દોહરો.**

" અમે મનાઇના લાકડા, પાણી માથે પાડયા.
રાત્રિ આખી ચાલીયા, લોઢ લહેરે ચડયા.
પગેરૂં પાણી ઉપરે, દેખે નવ દેખાય,
શોધ કરે સજ્જન કદી, પ્રયત્ન નિષ્ફળ જાય.
બેઠા વહાણની ઉપરે, મેલ્યા વ્હાલ કુર,
સ્વદેશ છોડી ચાલીયા, ચાલ્યા પાણી પુર.

આવી રીતે ઓઢો વિચાર કરતો વહાણમાં બેશીને પોતાના માણસો સાથે નદી ઉતર્યો. હવે કચ્છ દેશ ગયો. અને સિંધની સરહદમા આવ્યા એટલે ઓઢો બોલ્યો કે:—

" છોડી સ્વજનનો સ્નેહ, આવ્યો અવર ધરા વિષે;
દુઃખથી દમે છે દેહ. કાળજ કંપે કચ્છ વીણ "
વ્હાલા તણો વિયોગ, સહન ન થાય શરીરથી,
ફરી મળવાનો જોગ, પ્રભુ તું ક્યારે આપશે. "

બધા સાથે ઓઢો સિંધ દેશમાં પ્રવેશ્યો, હવે આ બધા સાથે કયાં જઇને રહેવું ! આ પ્રશ્ન ઉપસ્થિત થયો કારણ કે, એકાદ બે મનુષ્યનો સમાસ તો ગમે ત્યાં થઇ શકે પણ આખા રિસાલાનો સમાસ થાય તેવું સારૂં રાજ્ય હોવું જોઇએ રાજ્ય સિવાય બધાનું પોષણ થઇ શકે નહિ.

આવો વિચાર આવતાં, ઓઢાએ પોતાના માણસો પૈકી અનુભવી અને વ્યવહાર કુશળને એકત્રકર્યા. અને પો-

તાનો વિચાર જણાવ્યો, ત્યારે બધા મળીને એજ નિશ્ચય ઉપર આવ્યા કેઃ—

" નામદાર ! આપણા બધાનો સમાસ થાય તેવું સિંધમાં બીજું એક પણ રાજ્ય નથી પણ બાંભણુંસર છે. અને બાંભણુંસરમાં ધલૂડા સોઢા પાસે જઇએ તોજ આપણો સમાસ થઇ શકશે. "

" આપણા સાથે તેનો કાંઇ પરિચય નથી, તો તેનું શું કરવું ? " ઓઢાએ વચમાં એક શંકા દર્શાવી કહ્યું.

" આપને તે સારી પેઠે જાણે છે, તેણે આપની કીર્તિ સાંભળી છે તે હું સારી પેઠે જાણું છું કેમકે એક વખત ધલૂડા સોઢાની કચેરીમાં હું હતો અને ધલૂડા સોઢાએ તેના મુખથીજ આપની પ્રશંસા કરી હતી." સિંધનો એક વૃદ્ધ ચારણ ઓઢાની સાથે થયો હતો, તેણે ખુલાસો કર્યો.

---

# પ્રકરણ ૧૦ મું.

## છદ્મવેશમાં કપટજાળ.

બધાની સમ્મતિથી ઓઢો બાંભણુસરમાં ધલૂડાસોઢા પાસે ગયો. ઓઢાની પ્રશંસા સિંધ સુધી પણ પ્રસરી ગઇ હતી. અને ધલૂડો સોઢો પણ સારી પેઠે જાણતો હતો. ઓઢો જેવો કચેરીમાં ગયો અને અગાઉ ચોપદાર સાથે પોતાનો પરિચય કરાવ્યાથી ધલૂડાએ માન સહિત પાસે બેસાડયો અને આગમનનું કારણ પૂછ્યું, ઓઢાએ નોકર રહેવાનો વિચાર દર્શાવ્યો તેથી ધલૂડાએ ઘણા હર્ષથી પોતાની પાસે નોકર રાખ્યો.

ઓઢો થોડે થોડે ધલુડા સોઢાની પ્રીતિ મેળવવા લાગ્યો. જેમ જેમ ઓઢાની રાજકુશળતા ધલુડાની જાણમાં આવતી ગઇ, તેમ તેમ ઓઢા પ્રત્યે પ્રીતિ વધતી ગઇ. અને એકાદ વર્ષમાં ધલુડાની સમ્પૂર્ણ પ્રીતિ મેળવી લીધી. ધલુડાને પણ ઓઢાનો સમ્પૂર્ણ વિશ્વાસ પડી ગયો હતો. બધું રાજ્યકાજ ઓઢાના હાથમાં સોંપ્યું હતું. આમ કચ્છથી આવેલા પર રાજા બધો વિશ્વાસ રાખે અને મોટો અધિકારી નીમે, તે ઇર્ષાળુઓને યોગ્ય લાગ્યું નહિ. તેમની અસુયાયા વધવા માંડી અને થોડે થોડે તેની જવાળા નિકળવા લાગી.

બધાએ એકસંપ કરી વિચાર બાંધ્યો કે આપણે બધાએ રાજાને એક જ વાત કહેવી અને એટલું જ કે "ઓઢો છુપા સંદેશા કચ્છમાં મોકલે છે. અને કચ્છના મણિયારા (ધોલાયગઢ) ના બાંભણાસર પર ચઢાઇ લાવશે "આવી રીતે વાત નક્કી બાંધી.

ધલુડાસોઢાની જરાપણ મુલાકાત થતી અને વખત મળતો કે તરત ઓઢા વિરૂદ્ધ ઉશ્કેરણી કરતા પણ ધલુડાસોઢા ઉપર તેની કાંઇ પણ અસર થઇ નહી. તેથી બધાએ કપટ કરવાનો વિચાર કર્યો અને તેની સંધી પ્રાપ્ત થાય તેમ ઇચ્છવા લાગ્યા.

એક દિવસે ઓઢાને સાથે લઇ ધલુડોસોઢો શિકાર ખેલવા નિકળ્યો હતો. ઓઢાના ઇર્ષાળુઓ પણ સાથે જ હતા. શિકાર કરી પાછા વળ્યા કે તરતજ એક સ્ત્રી જોવામાં આવી તેણે કચ્છી પહેરવેશ પહેર્યો હતો. પોતાનું મુખ અવગુંઠનમાં હોવાથી તેનો ચ્હેરો જોઇ શકાતો નહોતો. એક માણસને ઓઢા પાસે મોકલી કહેવરાવ્યું કે "કચ્છમાંથી કોઇ સ્ત્રી આવી છે અને તે કાંઇક સંદેશો ક-

હેવાની છે." આવું સાંભળી ઓદ્ધાને ધલુડાએ કહ્યું કે, જાઓ અને તે શું કહેવા માગે છે તે સાંભળો આવું સાંભળી ઓદ્ધો તે સ્ત્રી પાસે ગયો. ધલુડોસોદ્ધો ચાલતો થયો. ઓદ્ધાથી દુર થયો એટલે દુશ્મનોને કહેવાનો લાગ મળ્યો. તેથી કહેવા લાગ્યા કેઃ–" નામદાર! અમે આપને કહેતા આવ્યા છીએ કે, ઓદ્ધો વફાદાર નહિ પણ જાસુસ છે. અને તેના જાસુસો કચ્છમાં જાય છે અને આવે છે. આજે આપે જોયું તે સ્ત્રી નહોતી પણ તેનો જાસુસ જ હતો. માટે આવા ઉપર વિશ્વાસ મુકયાથી કાંઇક દિવસ હાનિ થવાની સંભાવના રહે છે. કેમકે રાજનીતિનો એક નિયમ છે કે, રાજાએ કોઇના ઉપર સંમ્પુર્ણ વિશ્વાસ રાખી તેને બધું કાર્ય સોંપી એશઆરામ કરવો નહી. તેમ અજાણ્યા મનુષ્યને અધિકાર ઉપર નિયુક્ત કરી રાજના ગુપ્ત રહસ્યોની માહિતી આપવી નહિ. આમ કરવાથી પરિણામે હાનિ થયા વિના રહેતી નથી.

આવી રીતે ધલુડાને અતિશય ઉશ્કેર્યો. તેથી તેના હૃદયમાં શંકાનો ઉદ્ભવ થયો અને જેમ જેમ તેના વિષે વિચાર કરવા લાગ્યો તેમ તેમ શંકા દ્રઢ થવા લાગી. ઓદ્ધાને આવતાં વખત લાગ્યો એટલે ધલુડાસોદ્ધા વગેરે શહેરમાં પહોંચ્યા.

છદ્મવેશમાં જે સ્ત્રીએ ઓદ્ધાને પોતા પાસે બોલાવ્યો હતો. તેણે ઓદ્ધો ગયા એટલે કહ્યું કે, "તમે મારા પાછળ ચાલો" ઓદ્ધાને આ સ્ત્રી વિષે શંકા થઇ હતી પણ પોતાને તે શું કરનાર છે! આમાં કપટ છે ખરૂં પણ હવે શું થાય છે તે જોવું. આમ વિચારી તેની પાછળ ચાલ્યો તે સ્ત્રી તેને ગાઢ જંગલમાં લઇ ગઇ અને સામે ફરીને ઉભી રહી એટલે ઓદ્ધાએ કહ્યું કે, "તમે મને અહીં શા માટે બોલાવી લાવ્યાં છો?"

"તમને એક વાત કહેવાની છે" સ્ત્રીએ સ્મીત હાસ્ય કરીને કહ્યું.

"ખુશીથી જે કહેવું હોય તે કહો." ઓઢાએ જવાબ આપ્યો.

"મારી વાત ઘણી જ ગુપ્ત રાખવાની છે." સ્ત્રીએ ધીમેથી કહ્યું.

"ભલે હું ગુપ્ત રાખીશ."

"બસ એટલું જ" સ્ત્રીએ જરા ઉતાવળેથી કહ્યું.

"શું તમારે મને વાત કહેવાની છે? તે હવે જણાવો." ઓઢાએ અધીરતા બતાવી.

"મારે એટલું જ કહેવાનું હતું. તે તમને કહી દીધું હવે વધારે કહેવાનું નથી."

આમ કહી તે સ્ત્રી વિદ્યુત વેગે ચાલી ગઇ અને વૃક્ષ ઘટામાં અદ્રશ્ય થઇ.

આ સ્ત્રીની આવી વર્તણુંકથી ઓઢાને આશ્ચર્ય થયું અને આ બધો શો પ્રપંચ હશે! તે કાંઇ સમજી શક્યો નહિ. પોતાના વિરોધીઓનો આ બધો કપટ પ્રયોગ છે તેમ તે સહમજી ગયો. પણ હવે જે થાય તે થવા દેવું. આમ વિચાર કરી શહેર તરફ રવાના થયો અને સિદ્ધો ધલુડાસોઢા પાસે સાંજની કચેરીનો સમય થવાથી ગયો.

ધલુડાસોઢો પ્રથમથી જ શંકાશીલ થયો હતો. તેથી ઓઢાને પાસે બોલાવી બોલ્યો કે:—

"ઓઢાજી! પેલી સ્ત્રીએ તમને શી વાત કહી?"

"નામદાર! તેણે મને કાંઇ કહ્યું નહિ ફક્ત આ વાત ગુપ્ત રાખવાની છે, એટલું જ કહ્યું." ઓઢાએ ખુલ્લા દીલથી કહી સંભળાવ્યું.

"એમ બને જ નહિ. તમે જુઠું બોલો છો." ધલુડાસોઢાએ ઉશ્કેરાઇ કહ્યું.

" આપ નામદાર પાસે જુઠું બોલી પાપનો ભાગી થવા ઇચ્છતો નથી." ઓઢાએ નમ્ર થઇ કહ્યું.

" હું અત્યાર સુધી તમને વફાદાર સમજતો હતો પણ તમે કપટથી અહીં રહ્યા છો. તમારો ગુપ્ત સંકેત મારૂં રાજ્ય લેવાનો છે તે હું જાણું છું અંતે તમારૂં પાપ પ્રસિદ્ધ થયા વિના રહ્યું નહિ. તમારા ઉપર આટલા દિવસ મેં જે વિશ્વાસ મેલ્યો તેનો તમે દુરૂપયોગ કર્યો છે માટે હું આજ્ઞા કરૂં છું કે તમે અહિંથી ચાલ્યા જાઓ." ધલુડાએ આવેશમાં આવી કહ્યું.

આપે મારા પર દોષ મુક્યો છે. પણ હું તદન નિર્દોષ છું. આપ જે અપમાન કરો છો તે મારે અત્યારે સહન કર્યા વિના છુટકો નથી " આમ કહી ઓઢો પોતાના રાજપુતો સાથે સિંધ છોડી ચાલી નિકળ્યો.



# પ્રકરણ ૧૧ મું.

## બાંભણાસર પર ચઢાઇ.

ઓઢો પોતાના રિસાલા સાથે બાંભણાસરમાંથી નિકળી પોતાના સસરા વિશળદેવ સોલંકીના શહેરમાં ગેડીએ આવ્યો અને વિશળદેવે તેનો ઘણો સત્કાર કર્યો

ઓઢાને પોતાના ઘેર આવેલો જોઇ વિશળદેવને હર્ષ થયો અને પોતાના રાજકાર્યમાં ઓઢો ઘણો ઉપયોગી થશે એમ ધારી ત્યાંજ રહેવાનો આગ્રહ કરી રાખ્યો.

એક દિવસ ઓઢો હજામત કરાવતો હતો તે વખતે ઓઢાનો સાળો હાજર હતો હજામત કરાવી રહ્યા પછી પોતાના નાકમાંથી વાળને ખેંચી કાઢવા હજામને કહ્યું એ જો હજામ ચીપીઆવતી વાળ ખેંચવા લાગ્યો. એટલે

ઓઢાના સાળાએ હજામને સંકેતથી કહ્યું કે, ચારચાર પાંચપાંચ વાળોને સાથે લઈને ખેંચ એટલે ઓઢાજીની શુરવીરતા કેવી છે તે જણાઈ આવે.

ઓઢાના હાથમાં દર્પણ હતું તે દર્પણમાંથી પાછળ બેઠેલા પોતાના સાળાનો સંકેત દેખાતો હતો. આવી રીતે પોતાનો સાળો મશ્કરી કરે છે તેમ લાગવાથી કાંઈક પણ પોતાની શુરવીરતા બતાવવી આવા વિચારથી હજામના ઢીંચણને પોતાના ઢીંચણ નીચે દાબી પેચકબજ કાઢી પોતાના ઢીંચણને આરપાર વીંધી નાખ્યો અને તે નીચે હજામનો ઢીંચણ હતો તેપણ વીંધી પેચકબજ પૃથ્વીમાં ગયો, આથી હજામના પ્રાણ નિકળી ગયા અને જડવત્ થઈ ગયો. આવું ઓઢાનું પરાક્રમ જોઈ ઓઢાનો સાળો આશ્ચર્ય પામ્યો.

હજામના આકસ્મિક મરણથી તેની સ્ત્રી અત્યંત શોકાતુર થઈ અને પોતાના પતિને ઓઢાજીએ માર્યો એમ સાંભળી ઓઢા પાસે આવી આક્રંદ કરવા લાગી ઓઢાએ તેનું ઘણું સાંત્વન કર્યું પણ શાંત થઈ નહિ અને કહેવા લાગી કે મારા દુઃખનો પાર નથી થોડા દિવસ પહેલાં બાંભણીયા બાદશાહના માણસો આવી ધણ લઈ ગયા તેમાં મારી બે ભેંસો ગઈ પણ મારા પતિને દરબારમાં નોકરી હોવાથી ગુજરાનનું સાધન હતું. પણ હવે તો નોકરી પણ રહી નહિ એટલે મારા બાળ-બચ્ચાંઓનો અને મારો નિભાવ શી રીતે થશે?! આટલું કહી ધારધાર રડવા લાગી આવી રીતે સ્ત્રીના રૂદનનો ધ્વનિ સાંભળી વીસળદેવ સોલંકી ત્યાં આવ્યો અને થયેલા બનાવથી ઉદાસ થયો. તેમાં ધણ વાળવાની વાત સાંભળી અત્યંત દીલગીર થયો.

"જ્યારે ધણ વાળી ગયાની વાતનું સ્મરણ થાય

છે ત્યારે મારૂં કાળજું કપાઇ જાય છે. હવે હું વૃદ્ધ થયો કુંવરની ઊંમર હજી નાની છે તેમ તેને ઘલુડા સામે મોકલતાં જીવ માનતો નથી. તેમ જ્યાંસુધી તેનું વૈર ન લેવાય ત્યાંસુધી મારા આત્માને શાંતિ નથી તેમ કોઈ વૈરનો બદલો લે તેવું નથી જ્યારથી બાંભણીયા બાદશાહના માણસો ધણુ લઈ ગયા ત્યારથી મારી આયુષ ઓછી થવા માંડી છે.

પોતાના સસરાને દીલગીર થતો જોઇને ઓઢાએ કહ્યું કે—*મામા ! તમે દીલગીર થશો નહિ. ઘલુડાસોઢાની સાંઢો વાળીને તમને સુપ્રત કરીશ અને તમારા વૈરનો બદલો લઇશ માટે ગભરાશો નહિ. "ઓઢાએ આશ્વાસન સાથે કહ્યું."

" શું મારા જમાઇને દેખી પેખીને જોખમમાં ઉતારૂં ! બાંભણીઆનો બાદશાહ શુરવીર છે. તેણે ઘણા રાજાઓને પોતાને તાબે કર્યા છે તે સામે મોકલતાં મારો જીવ માને નહિ વળી મારા વૈર માટે મોકલું અને કાંઈ અનિષ્ટ થાય તો જગત મને મુર્ખ ગણે માટે તે વાત કરશો નહિ. " વિશલદેવે ઉદાશીનતા જણાવી.

એક રાજપુતના મુખમાં આવા શબ્દો અને ભીરૂતા શોભે નહિ આપ શુરવીર છતાં ડરપોકની પેઠે બોલો છો તે શોભતું નથી માટે મારા કાર્યને આડે આવશો નહિ. આપ મારા અનિષ્ટ માટે ચિંતાતજો કેમને જે સમયે જે થવાનું હશે તે થઇ રહેશે " ઓઢાએ પ્રોત્સાહ વર્દ્ધક શબ્દોથી કહ્યું. "

" ભલે ! આપ જેવા શુરવીરના વીચારની આડે હું આવતો નથી માટે સુખેથી ઘલુડા ઉપર વિજય મેળવી વહેલા પધારો " વીસલદેવે સંમતિ આપી. "

બીજે દિવસે ઓઢો તૈયાર થઇ પોતા સાથે દોઢસો

* રાજપુતોમાં સસરાને મામા કહેવાનો ચાલ

ઘોડેસ્વારો સાથે રવાના થયો અને ઊલટ ભેર મજલ દર-મજલ કરતો આગળ ચાલ્યો.

સિંધ તરફ ચાલતાં ચાલતાં એક વિશાળ સરોવરની પાસે ઘાડા વડવૃક્ષ નીચે ઓઢાએ પોતાનો મુકામ કર્યો. બધા આનંદથી વિશ્રાંતી લેવા લાગ્યા. તેમની પાસે બે રસ્તા હતા તેમાં એક આડો રસ્તો હતો તેમાં એક ઘોડેસ્વાર આવતો જણાયો. તેનો પહેરવેશ રાજપુતનો હતો. હજી તે નવયુવક જણાતો હતો તેના મુખપર મુછ પણ ફુટી નહોતી તેની ઉમર વીશેક વર્ષની હોવા છતાં મુછ કે દાઢીનુ નામ નિશાન હતું નહિ તેના સર્વાંગપર સૌન્દર્ય જળકતું હતું તેણે વસ્ત્રાભુષણો પણ ઉમદા પહેર્યા હતાં, તેથી કોઇ રાજકુમાર હોય તેવું પ્રથમ દર્શનેજ ભાન થઇ આવ હતું, કમરમાં લટકતી તલવાર, બેઉ તીર અને ભાથેર, ખોભળામાં ભાલો વગેરે હથિઆરોથી સુસજ્જિત થયો હતે પોતાના અશ્વને ધીમી ગતિથી ચલાવતો જ્યાં ઓઢાના માણુસો પડાવ કરી ઉતાર્યા હતા તેની નજીક આવ્યો આવી રીતે ઉમદા અશ્વ અને આભુષણો સહિત એકલો ઘોડેસ્વાર હોવાથી ઓઢાના માણુસો અરસપરસ વાતો કરવા અને વિનોદ કરવા લાગ્યા.

પહેલો—" આ યુવક એકલો છે તેના પાસે ઘોડો સારો છે તે લઇ લીધો હોય તો ! "

બીજો—" ઘોડો તો સારો છે પણ તેના ઘરેણા પણ સારા છે તે ઉતારી લીધા હોય તો તેનાથી શું બની શકે ? "

ત્રીજો—" એ બધું તો ઠીક ! પણ હથિઆરો સારાં છે."

આવી રીતે વાતો કરતા સાંભળી આગંતુકશ્વારે મંદ હાસ્ય કર્યું. તે હાસ્યમાં કોઇ ભાવ હોય તેમ જણાતું હતું. આ માણુસોની વાતો પ્રત્યે તેણે દુર્લક્ષ આપ્યું અને

પોતે કાંઇ સાંભળ્યુંજ ન હોય તેમ બતાવી કહ્યું કે " જુવાનો ! મારા હુક્કાની ચલમમાં જરા દેવતા–અગ્નિ આપશો ? "

" ત્યારે નીચે ઉતરોને ! અગ્નિ તૈયાર છે તો ચલમ ભરી લ્યો ! એક તો બંધારણ રાખવું અને પોતાની જાતને મહેનત કરવી નહિ તે બે વાતને બને ખરૂં ! તેમ રાખવું હોય તો એક સાથે નોકર રાખવો એટલે બધું કામ કરી આપે " એક ચબાવલે તોછડાઇથી કહ્યું.

" ભલે હવેથી તેમ કરીશ. "

એટલું બોલી આગંતુક સ્વારે પોતાના ભાથામાંથી તીર કાઢયો કમાનની પણછ–પ્રત્યંચા ચઢાવી એક અર્ધ બળેલ લાકડામાં તીર ફેંકયો અને તેની પાછળ બીજો ફેંકયો આવી રીતે તીરની પછવાડે તીર લાગવાથી પોતાની બરોબર તીર થઈ ગયાં. એટલે તીરને ખેંચતા અર્ધ બળેલ લાકડું પોતાના પાસે ખેંચાઇ આવ્યું એટલે ચલમમાં દેવતા ભરી પીવા લાગ્યો, આગંતુક સ્વારનું આવું કાર્ય જોઇ બધા આશ્ચર્ય પામ્યા અને પોતે ધારેલો હેતુ પાર પડશે નહિ તેમ માની આ સમાચાર કહેવા ઓઢા પાસે ગયા.

ઓઢો પોતાની પાસે બેઠેલાઓ સાથે વાર્તાલાપ કરતો હતો ત્યાં જઇ એક માણસે આવેલા રાજપુતની હકીકત કહી એટલે ઓઢો ઉભો થઇ આગંતુક સ્વાર પાસે આવી ઉભો આ વખતે તે સ્વારે એક તીર સામેના ઝાડના થડમાં ફેંકયો હતો અને માણસોને કહ્યું હતું કે જે આ તીર ખેંચી કાઢશે તેને મારો ઘોડો, આભુષણો અને હથિયારો આપી દઇશ. એક પછી એક માણસો ખેંચવા લાગ્યા પણ કોઇથી તીર ખેંચાયો નહિ. બધા હતાસ થયા ત્યાં ઓઢે આવીને રામરામ કહ્યા.

આવેલ સ્વારે એક યુક્તિ કહી કે " તમે બધા એકઠા

થઇને ખેંચો અને તીરને દોરડાવતી બાંધો એટલે નીકળી જશે. " બધા સ્વારોને આ વાત ગમી એટલે બાલાતર છોડી તીરની પછવાડે બાંધી એકી સાથે ખેંચવા લાગ્યા પણ તીર આખો ઝાડમાં ભોંકાઇ ગયો હતો તેથી નીકળ્યો નહિ પણ પાછળ બાંધેલા પાછાઓ નીકળી ગયા એટલે બાંધેલા દોરડા પણ નીકળી ગયા એટલે ઘણાં તો પછાડ આઇ ભુમિ ઉપર પછડાઇ ગયા. આવું જોઇ બધા માણસો શરમાઇ ગયા તેથી ઓઢો તીર ખેંચવા તૈયાર થયો.

ઓઢો શુરવીર તેમ અંગબળ વાળો છે માટે જરૂર તીરને ખેંચી કાઢશે આમ વિચારી તે સ્વારે પોતાનો ઘોડો ચલાવ્યો અને તીર પાસે થઇ ચપટીથીજ વિનાશ્રમે તીર ખેંચી કાઢ્યો, તેથી ઓઢાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

" આપ કેવા રાજપુતછો ? " ઓઢે પ્રશ્ન કર્યો.

" હું નિગામરા જાતનો રાજપુત છું " આગંતુકે જવાબ આપ્યો.

" આપનું નામ જણાવશો કે " ઓઢાએ નામ જાણવાની ઇચ્છા કરીને પ્રશ્ન કર્યો.

" મારૂં મુળ નામ તો હોથી છે પણ હું એકલો ફરતો હોવાથી બધા મને એકલમલ કહીને બોલાવે છે. " પોતાનું નામ અને ઉપમાન કહ્યું.

" આપ ક્યાં જાઓ છો ? " ઓઢાએ વધારે જાણવાની જિજ્ઞાસાથી કહ્યું.

હું નોકરી કરવા જાઉં છું ક્યાંઇક મળે તો નોકરી કરવી છે. " આવેલ સ્વાર હોથીજીએ પોતાના નિકળવાનો હેતુ વ્યક્ત કર્યો. "

" હું બહુડાસોઢા ઉપર વૈર લેવા જાઉં છું તો મારામાં નોકર રહેશો. " ઓઢાએ પોતાનો સ્પષ્ટ હેતુ ક

સંભળાવ્યો. " હા હું રહું તો ખરો ! પણ શરત એવી છે કે. વસુડાસોદાનો જે માલ મળે તેમાંથી અર્ધો ભાગ હું લઉં " હાથીજીએ પોતાની શરત આગળ કરી.

"અરધ માગો છો તો કામ પણ અરધ કરશોને ?" એક વૃદ્ધે વચમાંજ પ્રશ્ન કર્યો.

" હા જી હું અરધો અરધ કામ કરું તોજ મારે અરધ ભાગ લેવો નહિતો કંઇ પણ લેવું નહિ. " હાથીજી ઉર્ફે એકલમલે અંતઃકરણથી કહ્યું

" ભલે ! તમે અત્યારથીજ અમારી સાથે રહો ઓઢાએ સમ્મતિ આપી."

આવેલ સ્વારે પોતાનાં બે નામો કહ્યાં હતાં પણ આપણે તેનું ઉપનામ એકલમલ હતું તેને છોડી દઈ તેણે જણાવેલા તેના મુળ નામ હાથીજીથીજ ઓળખીશું

પ્રથમ દર્શનેજ હાથીજીને ઓઢા ઉપર અને ઓઢાજીને હાથીજી ઉપર અનુરાગ ઉત્પન્ન થયો હતો હાથીજીએ ઓઢાની બહાદુરી, ઉદારતા વગેરે સાંભળ્યાં હતાં ખરાં પણ તેનું રૂપ કેવું છે ? તેની માહિતી નહોતી. જ્યારે ઓઢાને જોયો ત્યારે તેના રૂપ ગુણ અને મીષ્ટ ભાષણથી વિશેષ પ્રેમ થયો હતો. ઓઢાને પણ આવા સૌન્દર્યસમ્પન્ન બુદ્ધિશાલિ અને પરાક્રમ પુર્ણ નવયુવકને જોઇને ન સમજી શકાય તેવા રોમાંચનો અનુભવ થયો હતો. જાણે કોઇ અદ્રષ્ય શક્તિ એક બીજાના હૃદયોને ખેંચી એકત્ર કરતી હોય તેમ લાગતું હતું. આવો નવયુવાન યોગ્ય ઉમરે પહોંચ્યા છતાં તેનામાં પુરૂષોચિત દાઢી–મુછ હજી કેમ નહિ આવી હોય તેવી શંકા ઉદ્ભવી પણ આવી શંકાને ઓઢાએ ઝાઝું મહત્વ આપ્યું નહિ તેથી તે યુવકને પોતાનો મિત્ર બનાવવાનો દ્રઢ નિશ્ચય કર્યો.

હોથીજી અને ઓઢો સાથે જ રહેવા લાગ્યા એક બીજાની વાતો પ્રિય લાગતી હતી. ઘડી પણ જુદુ પડવું એકને પણ ગોઠતું નહોતું. હોથીજીનો કોમળ કંઠ અને તેમાંથી નિકળતા મિષ્ટ વચનો ઓઢાને અમૃત જેવાં મધુર લાગતાં હતાં તેને એમ પણ થઇ આવતું કે, આ પુરૂષ છે પણ જો સ્ત્રી હોય તો કોઈ મહા ભાગ્યશાળી પુરૂષના અવતારને સફળ બનાવત. પરમાત્માએ પુરૂષમાં પણ આવું સૌન્દર્ય કોમળતા લાવણ્યતા અને કોકીલ કંઠ આપ્યો છે.

આવી રીતે ઓઢો મનોગત ઘણા વિચારો કરતો પણ તેના મનનું સમાધાન થતું નહી. તેના પરાક્રમ અને સાહસ ઉપર મુગ્ધ બન્યો હતો. તેથી તેને ખરા દીલથી ચાહતો હતો.

હોથીજી પણ ઓઢાને અત્યંત પ્રેમથી ચાહતો હતો અને તેનામાં પ્રેમ જેટલો હતો તેટલો બહાર બતાવતો ન હતો. પણ ઓઢાના રૂપ ગુણે તેના ઉપર ભુરકી નાખી હતી. અને તેના દીલનું સમ્પુર્ણ આકર્ષણ કર્યું હતું. તેમાં શંસય નહોતો આવી રીતે બંને જણા વચ્ચે ગાઢો પ્રેમ બંધાયો હતો. આ બંનેની મૈત્રી પણ દિવસાનુદિવસ ગાઢ થતી જતી હતી.

ઓઢાનો હોથીજી જેવો પરાક્રમી મિત્ર મળવાથી ઉત્સાહીત થયો અને બાંભણીઆ ઉપર હવે સંપુર્ણ વૈર લેવાશે તેમ ધારી ત્વરાથી સીંધ તરફ હોથી સાથે રવાના થયો.

---

## પ્રકરણ ૧૨ મું.

### પુરૂષ કે પ્રેમદા.

રાત્રિનો સમય હતો. ચન્દ્ર જ્યોત્સનાની શિતળતા ફલાઇ રહી હતી, આજની રાત્રિ ખુશનુમાં હતી ઓઢો

અને હોથીજી પોતાના અશ્વો પાસે પાસે રાખી વાર્તાલાપ કરતા ચાલતા હતા. ચન્દ્રમા પણ પુર્ણકળાનો હતા. એ-ટલે પથિકોનાં મન આનંદ સાગરમા ડુબકા ખાતાં હતાં. આ વખતે બને મિત્રો આનંદ વાર્તામાં મશગુલ બન્યા હતા. થોડા દિવસજ મિત્રતામાં બનેનાં અંતકરણો એક થઇ ગયાં હતાં. એટલે ઓઢો બોલ્યો કેઃ—

## સોરઠો.

રણુ ઘોડાને રાત અંદર ચોડાઇમાં જો;
સારા બોલી હુંએ સાથ, તકજે રૂચ્ચ જયું માલિયું.

પુર્ણિમાના ચન્દ્રમાની શિતળતા રણુમા ઘોડેશ્વાર થઇ રાત્રિને વિષે ચાલવું. આ બધું તો આપણુને પ્રાપ્ત થયું છે પણ જો અત્યારે મધુર સ્વરી પ્રિયા સાથે હોય તો કેટલો વધો આનંદ થાય ? આ વચનો સાંભળી હોથીજી કાંઇ બોલ્યો નહિ. જાણે આ વચનોથી તેને દુઃખ થયું હોય તેમ કાંઇક નિરાશાની છાંયા છવાઇ ગઇ. પણ રાત્રિનો સમય હોવાથી અને ઓઢો આ વખતે પ્રેમમય બન્યો હોવાથી હોથીજી પ્રત્યે તેનું લક્ષ હતું નહિ, પણ હોથીજીને આ શબ્દો અસર કર્યા શિવાય રહ્યા નહિ.

આવી રીતે રાત્રિ દિવસ ચાલતા છેવટે સિંધની સર-હદમાં બાંભણુસર નજીક આવી પહોંચ્યા. અને ધલુડાસો-ઢાની ત્રણુસેંહ સાંઢોને વંડામાં પુરેલી જોઇ હોથીજી બોલ્યો કેઃ—

“ આ સાંઢો ધલુડાની તો નહિ હોય ને!”

“ હા. તેનીજ છે ” ઓઢાએ જવાબ આપ્યો.

“ત્યારે તો આપણે સાંઢો લઇનેજ સંતોષ માનીએ ગામના બીજાં માણુસોનાં ઢોરો લેવા કરતાં ધલુડાની

સાંઢો લેવાથી બધું વેર વળી જશે." હોથીજીએ પોતાનો હેતુ કહ્યો.

"મારો પણ એવોજ મત છે." ઓઢાએ સમ્મતિ આપી.

"ત્યારે હવે આપણું કામ શરૂ કરીએ. કહો તો તેના રક્ષકોને હું કબજે કરૂં અને કહો તો સાંઢોને બહાર કાઢું" હોથીજીએ પોતાને એક કામ અરધમાં કરવાનું કહ્યું.

ઓઢાના માણસોએ કહ્યું કે અમે સાંઢોને બહાર કાઢીશું અને હોથીજી સાંઢોના રખેવાળને કબજે કરે" આવું બોલવું સાંભળી હોથીજી તુરતજ આગળ ચાલ્યો અને સાંઢોના રક્ષક પાસે જઇ કહ્યું કે "તમારી સાંઢો લઇ જાયો છે તો તમે તૈયાર થાઓ" આવું સાંભળી રક્ષકો પોતાનાં હથિઆરો લઈ લડવા તૈયાર થયા તેઓને તીર વતી એક એકને ભુશાયિ કર્યા. અને તેના નેતાને નાક કાન વિહીન્ન કરી ધલુડાને કહેવરાવ્યું કે "ઓઢો, તમારી સાંઢો લઇ જાય જો તમારામાં શક્તિ હોય તો પાછળ આવો."

આ તરફ ઓઢાના માણસો સાંઢોનાં વંડામાં ગયા અને સાંઢોને બહાર કાઢવા લાગ્યા પણ અજાણ્યા માણસોને જોઇ સાંઢો ન્હાસભાગ કરવા લાગી પણ બહાર નીકળતી હતી નહિ. તેથી માણસો મહેનત કરીને થાક્યા હતા ત્યાં હોથીજી આવી પહોંચ્યો બધાને દૂર ખસેડીને પોતે અંદર ગયો. એક સાંઢને ભાલો મારી તેના લોહીમાં લુગડું ભીંજાવ્યુ અને સાંઢોને સુંઘાડયું એટલે બધી સાંઢો વંડા બહાર નીકળી.

હોથી:—"ઓઢાજી! આ સાંઢો લઇ તમે ચાલતા થાઓ અને હું બાંભણીયાથી ધલુડો ચઢી આવશે તેને હરાવી પછી આવું છું. અગર તમે સામે થવા રહો તો હું સાંઢો લઇ આગળ ચાલું."

આ બે વાતમાંથી એકે વાત ઓઢાને યોગ્ય લાગી નહિ. હોથીજી સાથે અત્યંત પ્રેમ લાગ્યો હતો તેથી એકલો રાખવા ખુશી નહોતો. એટલામાં ઓઢાના ઉતાવળીયા માનસો બોલી ઉઠયા કે:—" અમે સાંઢો લઇને જઇએ તમે ઘલુડા સામે થાઓ." હોથીજીને આટલુંજ જોઇતું હતું. એથી તેમ કરવા કબુલ થયો.

ઓઢો હોથીજીના આગ્રહને ઉલંઘી શકયો નહિં તેથી હોથીજીને એકલો છોડી ઓઢો ચાલતો થયો પણ હોથીજીને એકલો છોડી જવું યોગ્ય લાગ્યું નહિ. તેથી પોતાના થોડા માણસો સાથે છુપાઇ રહ્યો અને જરૂર પડે તે મદદ થઇ શકે.

હોથીજી ઘલુડાસોઢાની રાહ જોઇ ઘોડેશ્વાર થઇ ઉભા રહ્યો. સાંઢોનો રક્ષક જેવો ઘલુડા પાસે જઇ સાંઢો વાળવાની હકીકત કહી એટલે ગર્વાન્ધ થએલો સોઢો તુરતજ પોતાના માણસો લઇ ચાલતો થયો. જે સ્થિતિમાં બેઠો હતો તેમજ ચાલી નીકળ્યો હોવાથી યુદ્ધનાં સાહિત્યોથી પુરો સજ્જ થયો નહોતો. કેમકે ઓઢા પાસે થોડા માણસો છે મને શું કરનાર છે. આવા ગર્વમાં આસપાસનો વિચાર કર્યો નહિ, અને તુરતજ હોથીજી પાસે આવી ઉભો.

આ વખતે હોથીજી સજ્જ થઇ ઉભો હતો. એટલે ઘલુડાએ કહ્યું કે " ઓઢો કેટલેક ગયો ? તું રસ્તેથી દુર ખસીને ઓઢાના સમાચાર આપ."

" હું ઓઢા તરફથી અહીં તમારા સાથે લડવા ઉભો છું માટે પ્રથમ મને જીતીને પછી ઓઢા પાસે જાઓ." હોથીજીએ યુદ્ધનું આમંત્રણ આપ્યું.

ગર્વાન્ધ સોઢો આ સાંભળી ક્રોધે ભરાયો અને પોતાના માણસોને કહ્યું કે " આ માણસને પકડી લ્યો. ઓ-

અને પણ જીવતો પકડી મારા સન્મુખ હાજર કરો."
આવી આજ્ઞા મળતાં જ માણુસો હોથીજી ઉપર તુટી પ-
ડ્યા. હોથીજી પણ પોતાના ઘોડાને કુંડાળે નાખી તીરનો
આબાદ મારો ચલાવવા લાગ્યો હોથીજીનો ઘોડો કુંડાળે
ચડેલો હોવાથી તેને એક પણ ઘા વાગતો નહોતો અને
હોથીજીનાં તીરો સંખ્યાબંધ છુટતાં હોવાથી ઘલુડાનાં
માણુસો એક પછી એક પડવા લાગ્યા. આવી રીતે એક
પ્રહરમાં ઘલુડાના બધા મનુષ્યોને ઘાયલ કર્યાં અને ઘલુ-
ડાને પણ જખમી કર્યો એટલે બાંભણુાસર તરફ ઘલુડાને
જવાની ફરજ પડી. દુશ્મન પલાયન કરી ગયો હોવાથી
હોથીજી નિશ્ચિત થઇ ચાલતો થયો કે તુરતજ ઓઢો પાસે
આવ્યો એટલે હોથીજીએ કહ્યું કે:—

"તમે ક્યાં ગયા હતા? શા માટે સાંઢો પછવાડે ન
ગયા?"

"મારા મિત્રને મૃત્યુના મુખમાં મુકી હું જાઉં તે
યોગ્ય લાગ્યું નહિ. તેથી સંકટ સમયે સ્હાય કરવા ગુપ્ત
રહ્યો હતો. પરમ કૃપાળુએ સ્હાય કરી એટલે ભય દુર
થયો." ઓઢાએ પોતાની ખરી લાગણી દર્શાવી કહ્યું.

ઓઢાના આવા પ્રેમથી હોથીજીના મન ઉપર ઓઢા
પ્રત્યે ઉંડી અસર થઈ પણ તે ન જણાવતાં મનમાં જ
સમાવી દીધી અને બને મિત્રો ત્વરાથી સાંઢો હાંકી જતા
હતા તેની સાથે થયા. આ વખતે સાંઢોના ભાગ ઓઢાના
માણુસોએ પાડી રાખ્યા હતા. પણ તે ભાગ એક સારો
અને એક નબળો હોવાથી હોથીજીએ સરખા ભાગ પાડી
ઓઢાને એક ભાગ લેવા કહ્યું એટલે એક ભાગ ઓઢાએ
લીધો પોતાનો ભાગ હતો તે હોથીજીએ ઓઢાને કહ્યું કે
હું આપણા મિત્રતાની નિશાની તરીકે તમને આપી દઉં

છું. ઓઢાએ ભાગ લેવા આનાકાની કરી પણ હોથીજીના આગ્રહને વશ થયા સિવાય ચાલ્યું નહી, એટલે તે ભાગ પણ ઓઢાએ રાખ્યો.

હોથીજીએ ઓઢા પાસે રજા માગી અને કહ્યું કે, હવે આપણે જુદા પડવાના છીએ મારે જવાનો રસ્તો આવ્યો છે. આપે થોડા દિવસમાં જે પ્રેમ અને લાગણી બતાવી છે. તે હું આ જન્મ પર્યંત ભુલવાનો નથી. તમે મને યાદ કરશોને ?"

"મને તો તમારા વિયોગ અસહ્ય થઈ પડશે. હું તો તમને દમ કદમ યાદ કરીશ પણ તમે મને સંભારશો યે નહિ. કેમકે તમારા જેવા પ્રેમીનો સહવાસ હું કાયમ ઇચ્છુ છું. પણ તમે તેમ ઇચ્છતા નહિ હોવાથી યાદ કરશો નહી." ઓઢાએ ઉદાસ ચહેરે ઉદ્ગાર કાઢયો,

"શું હું તમને કદી વિસરીશ ! એ શંકા લાવશો નહિ" હોથીજીએ લાગણીથી કહ્યું.

આ બંનેને જુદુ પડવું જરાપણ ગોઠતું નહોતું જેવી રીતે ઓઢાને વિયોગનું દુઃખ થતું હતું તેવી રીતે હોથીજીને પણ થતું હતું તેથી આવેશમાં હોથીજીથી બોલી જવાયું કેઃ—

## દોહરો.

"જયાં લગી ઘટમાં પ્રાણ. તમને કદિ ન વિસરૂં;
ઉનાળા ધખવાય, થળ બાબીડી થઈ ફરૂં"

"ઓઢાજી ! હું તમને શી રીતે વિસરી શકું ? આ શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તો તમારૂંજ સ્મરણ કરીશ અને ઉનાળાના પ્રખર તાપમાં પણ તમારા વિયોગે રણમાં હોણીની પેઠે રખડયા કરીશ"

હોથીજી પોતે પુરૂષ વેશમાં હોવા છતાં પોતાનું ભાન

રહ્યું નહિ ઓઢાને વિચાર થયો કે, આ પુરૂષ હોવા છતાં પોતાને સ્ત્રી જાતિનું વિશેષણ લગાડે છે માટે નક્કી આ સ્ત્રીજ હોવી જોઇએ આમ વિચાર કરી બોલ્યો કે, "તમે શું કહ્યું?" આ વખતે હોથીજી સમજી ગયો કે મારી, ચોરી પકડાઇ ગઇ છે." પણ તેણે ધીરજ રાખી કહ્યું કે.

### દોહરો.

"જ્યાં લગી ઘટમાં પ્રાણ, તમને કદિ ન વિસરૂં;
ઉનાળા ધખવાય, થળ બાબીડો થઇ ફરૂં"

આવી રીતે પોતાને પુરૂષ તરિકે ઓળખાવ્યો પણ ઓઢાને ખાત્રી થઈ નહિ તેથી તેનાથી અચાનક બોલાયું કેઃ—

### સોરઠો.

"કાગ હંસની હાર, જ્યારે શિરપર ઉડશે;
હું કડકારો કુમાર, તું હોથલ નિગામરી."

ઓઢાના કહેવા ઉપર હોથીજીએ દુર્લભ આપ્યું અને જવાની રજા આપી એટલે ઓઢો બોલ્યો કેઃ—

### સોરઠો.

"અંતર જડયા તમે, વિસરા કદિ વિસરાય ના;
ઘડી વિસરીએ અમે, તો ખાપણમાં ખોડ લાગશે"

આવી રીતે કહી બને મિત્રો જુદા પડયા. હોથીજીના જવા પછી ઓઢાને ચેન પડયું નહિ. તેણે પોતાના સસરા વિસળદેવ સોલંકી તરફ પ્રયાણ કર્યું પણ હોથીજીની મૂર્ત્તિ તેના હૃદયમાં સજ્જડ ચોટી ગઈ. વળી તેને દૃઢ શંકા થઇ કે હોથીજી પુરૂષ છે કે પ્રેમદા! આ વિચારે તેનું મગજ ભમી ગયું તેને ખાત્રી થઇ તે જરૂર હોથલનિગામરી જ હોવી જોઇએ. માટે તેની પાસે જઇ તે પુરૂષ છે કે પ્રેમદા! તે નક્કી કરૂં. આમ વિચાર કરી પાછા જાવાનો દૃઢ મનસુબો કર્યો અને પોતાના માણસોને કહેવા લાગ્યો કેઃ—

### દોહરો.

" ઝાઝા કેહેજો જુવાર, વિશળદેવ વાઘેલેક;
જિત થઈ જે વાર, તુરત ઓઢો ત્યાં મુવો."

આવી રીતે ઓઢાના મુખમાંથી અસંભવીત વચનો સાંભળી કોઇ બોલી શકયા નહિ. ત્યારે ઓઢે કહ્યું કે "તેમ ન કહેવું હોય તો કહેજો કે, ઓઢો થોડા દિવસ પછી આવશે." અને આ બધો માલ તેમને આપજો. આમ કહી ઓઢો જે તરફ હોથીજી ગયો હતો તે તરફ રવાના થયો. આ વખતે, તે બોલ્યો કે—

### સોરઠો.

" ચાલ્યો ચકાસર પાળ, હોથલ દેખી દુરથી;
છુટા મેલી વાળ, પાણી માથે પદ્મિણી. "

પાણી ઉપર વાળ છુટા મુકીને હોથલ ન્હાયછે. એક વૃક્ષ નીચે પોતાનો અશ્વ બાંધ્યો છે પાળીને કાંઠે વસ્ત્રો પડયાં છે. આવી રીતે હોથલને જોઈ.

### સોરઠો.

" ચડયો ચકાસર પાળ, (તો) હોથલ ઝીલે એકલી;
પાણી ઉપર વાળ, તરે તલાવની ઉપરે. "

ઘણા દિવસ સુધી હોથલ નાહી નો'તી. તેથી પોતાના શરીરે અશૌચી થઇ હતી તેથી ,ઓઢા પાસેથી છુટી પડી. ચકાસર તલાવમાં નહાવામાં મશગુલ બની હતી તેથી આસપાસનું ભાન રહ્યું નહોતું. ઓઢો અદ્દભુત જોઈ આનંદ મગ્ન થયો હતો. હોથીજી તે હોથલ છે. એમ દ્રઢ થવાથી અને તે પાણીમાં નહાતી હોવાથી તેનું સૌન્દર્ય અધિક જળકતું હતું. આ રમણીય દ્રશ્ય જોવામાં ઓઢો તલ્લિન થયો હતો. અને વિચારતો હતો કે:—

સોરઠો.

" પાણી માથે પાન, તરે ને હીલોળે ચડે;
તેવુંમમારૂં મન, પ્રેમ પાણી ઉપર તરે. "

" જેવી રીતે પાણી ઉપર પાન તરે અને તરંગથી હીલોળે ચડે તેવી રીતે મારૂં મન હોથલના પ્રેમરૂપી પાણી ઉપર તરે છે" આમ કહી હોથલનાં કપડાં પડયાં હતાં તેના ઉપર ઓઢો બેઠો એટલે હોથીજી નહિ પણ હોથલજ છે તેમ ખાત્રી થઇ હતી તેથી મનોરાજ્યમાં તેને મેળવવા માટે પ્રયત્નો કરતો જતો હતો એટલે વરસાદના ચિન્હ જણાયાથી તેને જોઇને બોલ્યો કેઃ—

દોહરો.

" ઉત્તર ચડીયા વાદળા, ઢાંક્યા ડુંગરીઆ;
તેયુ તરફડે મચ્છ જેમ, સજ્જન સાંભરીઆ."

" મારૂં મન અત્યારે હોથલમાંજ લાગી ગયું છે. હોથલ વિના મારો સંસાર સુનો છે. અરેરે! મારે હાથ આવેલો હીરો ગુમાવ્યો હોથલ મારી સાથે આટલા દિવસ રહી પણ મને તે ઓળખાઈ નહિ. હું કેવો મુર્ખ કે સ્ત્રી હોવા છતાં હું તેને પુરૂષ માનતો. શું કોઈ પુરૂષમાં આવું સૌન્દર્ય કદિ જોયું છે? આવો મધુર કંઠ, આવી લાવણ્યતા વગેરે પુરૂષમાં સંભવેજ નહિ. પણ તેના પરાક્રમ અને સ્વરૂપની આગળ હું કાંઇ શંકા કરી શકયો નહિ. પણ જયારે તેણે ભુલથી પોતાને નારી જાતિમાં ઓળખાવી ત્યારેજ હું તેને જાણી શકયો પણ એ વખતે તેની સાથે ન આવ્યો તે ભુલ કરી. હવે તે દ્રષ્ટિએ ચડશે કે કેમ? જો દ્રષ્ટિએ ન ચડે તો પાછું જવુંજ નથી. ગમે તો તેની શોધમાં જિંદગી પર્યંત રખડવું પડે પણ તેને મેળવ્યા સિવાય રહેવું નથી. જ્યારે હું તેને મેળવીશ ત્યારેજ મારા આત્માને શાંતિ થશે.

વળી તેનો મારા ઉપર પ્રેમ છે. જે જે શબ્દો તે બોલતી હતી તે મારા પ્રત્યે ખરી લાગણીનાજ હતા. એટલે મારો તિરસ્કાર કરશે નહિ. મારા ઉપર તેનો પ્રેમ છે ખરો જો પ્રેમ ન હોત તો આટલાં દિવસ સાથે રહી મારૂં અંતઃકરણ જીતી લેત નહિ. વળી જુદા પડતાં તેનેપણ દુઃખ થયું તે થાત નહિ માટેજ તેના પ્રેમની ખાત્રી થાય છે. કદાચ મારા ઉપર તે પ્રસન્ન નહિ હોય અને રસ નહિ કરે તો પણ તેના સહવાસમાં રહેવાની ના પાડશેજ નહિ. તેના મુખની મધુરી વાણી તથા તેનું પોર્ણિમાના ચન્દ્ર સમાન સુંદર મુખાવલોકન તો થશે." આમ વિચારતો ઘોડાના તાજાં પગલાં શોધતો પગલે પગલે ચાલવા લાગ્યો.



# પ્રકરણ ૧૩ મું.

ઓઢો હોથલની પાછળ ચાલ્યો. દૂર જતાં ચકાસર તળાવ આવ્યું ત્યારે ઓઢાએ વિચાર કર્યો કે, આ પાળ ઉપર ચઢી જોઉં તો હોથલ દેખાશે આમ વિચારી પાળ ઉપર ચઢયો.

**સોરઠો.**

" ચઢી ચકાસર પાળ, ઓઢે અટકળ કરી;
હાલે હંસની હાર, તેવી નિગામરી નિકળી. "

ઓઢો ચકાસર પાળ ઉપર ચાલવા માંડયો પણ હોથલ નિગામરી નિકળી ગઈ હોવાથી ક્યાંઈ દેખાણી નહિ. એટલે આગળ ચાલ્યો.

હોથલનું ધ્યાન ઓઢા તરફ ગયું. ઓઢાને અચાનક આવી ચઢેલો અને હોથલ વસ્ત્ર વિના નગ્ન હોવાથી શરમાઇ ગઈ. તેથી ઓઢાને ઉદ્દેશી હોથલ બોલી કે:—

"ઓઢાજી ! તમે દુર જાઓ મેં વસ્ત્ર પહેર્યા નથી, હું વસ્ત્ર પહેરી લઉં."

"આપ પુરૂષ છો વળી મારા જાનિદોસ્ત છો, તેથી બ્હાર નિકળીને વસ્ત્ર પહેરો. પુરૂષ એક વસ્ત્ર પહેરીને ન્હાય તેથી અમર્યાદા થતી નથી. માટે બ્હાર નીકળો." ઓઢાએ કટાક્ષમાં કહ્યું.

તમે ચતુર છો અને મને ઓળખી ગયા છો. મેં બીલકુલ કપડાં પહેર્યાં નથી. એટલે તમારા દેખતાં બ્હાર શી રીતે નિકળી શકું ? તમે દુર જાઓ તો બહાર નિકળાય !" હોથલે પોતે સ્ત્રી છે તેમ કબુલ કર્યું.

હોથલ હવે જેમ કહીશ તેમ કરશે. જો મારા સાથે લગ્ન કરવાનું વચન આપે તોજ તેનાં વસ્ત્રો આપવાં, આવા વિચારથી કાંઇપણ બોલ્યા ચાલ્યા વિનાનો બેસી રહ્યો.

પોતાના કહેવા ઉપર ઓઢાએ દુર્લક્ષ આપેલું જોઇ હોથલ બોલી કેઃ-' ઓઢાજી ! તમે મારા પ્યારા મિત્ર છો એટલે ઉપાય નથી. પણ બીજો કોઇ હોત તો નકી મરણને શરણ થાત."

હોથલના ક્રોધયુક્ત વચનો સાંભળી ઓઢો બોલ્યો કેઃ

સોરઠો.

"ચાહે માર જીવાડ, મરણ ચાહું માશુક હાથે;
મુવા જીવારણ હાર, નેત્રો તારાં નિગામરી."

તારી મરજી પ્રમાણે કર ! તારા હાથથી મરવું પણ ઉત્તમ છે. વળી મુવા માણસને જીવતાં કરે તેવાં તારાં નેત્રો છે. તો તારા હાથથી મરવું મને સ્વર્ગના જેવું સુખ આપશે."

"તમારો મારા ઉપર અગાધ પ્રેમ છે તે હું સારી પેઠે સમજું છું. પણ એક વખત મને કપડાં પહેરવા દો હોથલ હારી જઇને બોલી.

" હું કપડાં છોડવાનો નથી. કાંતો મારા સાથે લગ્ન કરવાનું વચન આપ અગર મારા પ્રાણ લે એમાંથી એક વાત કર્યા સિવાય હું કપડાં લેવા દેવાનો નથી." ઓઢાએ પોતાના વિચારમાં દ્રઢ રહી કહ્યું.

**સોરઠો.**

" ઓઢા અળગો જાય, સરોવર પાળથી પરો,
" તું કહે તેમ થાય, મનમાં હોયે તાહરૂં "

" ઓઢાજી તમે એક વખત દુર જાઓ. પછી તમારા મનની મુરાદ પુરી થશે." હોથલે ઓઢાની ઇચ્છાને તાબે થવાનું વચન આપ્યું.

હોથલના કહેવા ઉપર વિશ્વાસ આવ્યો નહિ. જેથી જેમનો તેમ બેશી રહ્યો એટલે હોથલને ખાત્રી થઇ કે ઓઢો ત્યાંથી દુર જશે નહી. આમ વિચારીને ઓઢાના નેત્રો સામે ત્રાટક મુદ્રા કરી અને પોતાનો દ્રઢ સંકલ્પ કર્યો કે " ઓઢો મુર્છિત થયો " આગળ જોઈ ગયા પ્રમાણે હોથલે યોગ સાધના કરી હતી. અને તેનામાં સિદ્ધી પ્રાપ્ત થઇ હતી. તેથી તેનો સત્ય સંકલ્પ જ થતો હતો. પોતાના તે સંકલ્પથી ઓઢાને મુર્છિત કર્યો હતો.

ઓઢાને મુર્છા આવવાથી બેભાન સ્થિતીમાં પડી ગયો કે તુરત પોતાના લાંબા વાળથી શરીરને આચ્છાદિત કરી ઓઢાને પોતાના વસ્ત્રો પરથી દુર ખસેડી વસ્ત્રો પહેરી લીધા પછી ઓઢાને શુદ્ધીમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગી.

**( દોહરો. )**

" બાંય ઝાલી બાળ જેમ, હોથલ કરતી સાદ;
ઓઢો મુર્છા પામીયો, રહી નહી તેને યાદ."

બાંય ઝાલીને જેમ બાળકને જગાડે તેમ ઓઢાને

હોથલ જગાડતી અને સાદ કરતી હતી. પણ ઓઢો જાગતો નહોતો એટલે તેના મુખ ઉપર જળ સિંચન કર્યું. એટલે શુદ્ધીમાં આવ્યો. જે જે પોતે સ્ત્રીરૂપે માનેલી તે પુરૂષ વેશમાં જોવામાં આવી એટલે ઓઢો નેત્ર વિંચી ગયો એટલે હોથલ બોલી કે:—

## ( સોરઠીઓ દુહો. )

" અતી પ્રેમથી ન મળે, એવું તારૂં ભાગ્ય:
તોપણ તારા આ હાલ, કદી આવું કરીએ નહિ."

" ઓઢાજી ! તમે પુર્ણ ભાગ્યશાળી છો. કેમકે બ્રહ્માને પણ ન મળી શકે તેવું સુખ તને ભોગવવાનું સરજાયેલું છે, અને મારા મન ઉપર કાબુ મેળવે છે છતાં આવો હાલ થયો તે ખેદકારક છે." હોથલે સપ્રેમ આશ્વાસન કર્યું.

" મને જે થયું છે તે યોગ્યજ થયું છે. કેમકે પ્રેમમાં અંધ બનેલો હોવાથી તમારા વચન ઉપર વિશ્વાસ રાખ્યો નહિ. તેનું આ પારણામ છે."

ઓઢો અને હોથલ આજે બીજાજ સ્વરૂપમાં મળ્યા હતાં. આજ દિવસ સુધી જે એક બીજા મિત્રો કહીને સંબોધતા તેમની મિત્રતાની આજે સંજ્જડ ગાંઠ બંધાવાની હતી. ઓઢો લગ્નની પવિત્ર ગાંઠથી જોડાવાને ઉત્સુક હતો. એટલે લગ્ન કરવાને અધીર થઈ બોલ્યો કે:—

" પ્રિયા ! અત્યંત તૃષાતુર મનુષ્યને ઠંડા જળનું નિર્મળ સરોવર પ્રાપ્ત થયા પછી જળપાન માટે જેટલો આતુર થાય છે તેટલો હું તારા સાથે લગ્ન કરવાને આતુર છું. માટે એક પળ મને અનંત યુગના જેવી થાય છે, તો હવે વધુ તલસાવ નહિં."

ઓઢાએ પોતાના વિચારને વ્યક્ત કર્યો.

"તમે એક રાજકુમાર છો, અને હું જંગલમાં ભટકનારી છું. મારા સાથે લગ્ન કરવાથી તમે સુખ માનો પણ હું તમને શું સુખ આપી શકીશ?" હોથલે ઓઢાનાં પારખાં લેવા કહ્યું

"મને શું સુખ મળનાર છે." ઓઢાએ વચમાં જ કહ્યું. "મને ઘણું સુખ મળશે તેમ હું માનું. શું સ્વર્ગની અપ્સરા કરતાં પણ તારામાં અધિક સુખ સમાએલું છે. તુંજ સુખના સ્થાનરૂપ છે. તુંજ મારા જીવનની દોરી છે. તુંજ મારૂં કલ્પવૃક્ષ છે. તારા સુખની આગળ બીજું સુખ તુચ્છ છે. માટે મારો સ્વિકાર કરીને જીવન જ્યોતિમાં તું સ્નેહ–તેલ પુરી વધુ પ્રકાશીત કર." ઓઢાએ પ્રેમના આવેશમાં મનોભાવ વ્યક્ત કર્યો.

"હું લગ્ન તો કરૂં. પણ તમારે મારી શરતો કબુલ હોય તો જ." હોથલે કારણને આગળ કર્યું.

"તારી ગમે તેવી શરતો હશે તોપણ મારે કબુલ છે જલદી કહે." ઓઢાએ ઉતાવળે કહ્યું.

"સાંભળો ત્યારે." હોથલે નીચેની શરતો કહેવા શરૂ કરી.

### સોરઠો.

"જ્યાં માને મુજ મન, ત્યાં પણ તમે સાથે રહો;<br>
ન આવું તમ વતન, શરત પહેલી મ્હારી."<br>
"કોણ હું ને નામ શું, તે ન કહેવું કાંય,<br>
એ શરતો જો તોડશો, હમ તમ વિયોગ જ થાય."

"ઉપરની શરતો કબુલ હોય તોજ તમારા સાથે લગ્ન કરવા તૈયાર છું. પણ જો તે શરત વિરૂદ્ધ વર્તશો તો તમારો અને મારો વિયોગ થશે" હોથલે શરત કરી.

"તમારી શરત કબુલ છે." ઓઢાએ શરતો કબુલ કરી.

હોથલ અને ઓઢો ત્યાંથી ચાલી નિકળ્યાં અને રાપર તાલુકામાં સઇગામથી નૈઋત્ય કોણ તરફ હોથલ પરા ડુંગ-ગરાના ભોયરામાં આવ્યાં. ભોંયરૂં ઉગમણા બારનું અને પાસે ઓટલા બંને તરફ હતા. વચમાં પગથીઆં હતાં. અને આગળ બેઠક હતી. તે બેઠકમાં પેસવાનું દ્વાર અઢી હાથ પહોળુ અને સાડાત્રણ હાથને આશરે ઊંચું હતું. તે બેઠ-કમાં થઇને અંદર ભોંયરામાં જવાતું હતું. અંદર જવાનું દ્વાર સાંકડું હતું પણ અંદરની ગુફા વિશાળ હતી. દુર જતાં ઓરડાના આકારવાળી હતી. તેની જરા દુર ગાળી હતી. તેમાં જાતજાતનાં ફુલઝાડોનો બગીચો હતો. સૂર્યનો પ્રકાશ અને શુદ્ધ હવા આવે તે માટે ઠેકાણે ઠેકાણે ઉપરથી ખુલ્લું હતું. ટુંકામાં એક રાજમહેલનું ભાન કરાવે તેવું હતું. આ ભોંયરૂં જોઈ ઓઢો વિશેષ આનંદમાં આવ્યો.

હોથલે પોતાને લગ્નમાં જોઇતી સામગ્રી એકત્ર કરી વિદ્વાન બ્રાહ્મણોને બોલાવી અક્ષયતૃતિયાને દિવસે વેદ વિ-ધિથી લગ્ન કર્યાં.

### દોહરો.

રણમાં કીધો માંડવો, છાયા દાડમને દ્રાક્ષ;
ઓઢો હોથલ પરણીયાં, તેની સુરજ પુરજો સાખ.

### સોરઠો.

ચોરી આંટા ચાર હોથલને ઓઢો ફર્યાં;
એક નિગામરી નાર, બીજો કુંવર કકડારનો.

આ રીતે લગ્ન વિધી પૂર્ણ કરી સ્નેહાળ દમ્પતિ આનંદ સુખનો અનુભવ કરવા લાગ્યાં. હોથલ જેવી સૌન્દર્ય, બળ અને સાહસ ગુણવાળી હતી તેવીજ પતિવ્રતા હતી. પતિ-વ્રતાના બધા ધર્મોનું યથાવિધિ પાલન કરવાને તત્પર રહેતી.

## ગઝલ

પતિવ્રતા નાર જે ઘરમાં, આનંદનું રાજ ત્યાં વ્યાપે;
કરે સેવા અતિ સ્નેહે, અનંત સુખ નાર તે આપે.
વિચારોમાં સલાહ આપે, મંત્રી સમ કલેશને કાપે;
ભોજનમાં વ્હાલ ધરનારી, ઉલટથી ચર્ણને ચાંપે.
માતા મંત્રી અને દાસી, રંભાના ગુણ ધરનારી;
છાંયારૂપ સાથ રહેનારી, મળે સધુંભાગ્યથી નારી.
પતીના પાદમાં તીર્થો, પતિનો દેહ તે ઇશ્વર;
પતી આજ્ઞા ધરી માથુ, પતિમાં પ્રેમ બહુ રાખે.

આવી રીતે પતિવ્રતા સ્ત્રીને તીર્થ પણ પતિ છે, દેવ પણ પતિ છે ગુરૂ પણ પતિ છે. પતી આજ્ઞા તે વેદ વચનો છે, પતિ સેવા તે સ્વર્ગ પામવાની પરમ સીડી છે. આખા જગતમાં જે જે સ્પષ્ટ વસ્તુ છે તે બધું પતિમાંજ છે. મોક્ષ મેળવવાનું સાધન પતિભક્તિ છે. પતિવ્રતાને પતિ સિવાય ભક્તિ નથી, મુક્તિ નથી. પતિ સેવા સીવાય યજ્ઞ, જપ, તપ, યોગ, ઉપાસના, તીર્થ, વ્રત કે બીજુ કાંઇ કર્મ નથી. તે બધાનો સમાસ પતિ સેવામાંજ થઇ જાય છે. આ બધું હોથલ સારી પેઠે જાણતી હોવાથી બધું તજી દઇને પોતાના પ્રિયતમ ઓઢાની શુદ્ધ અંતઃકરણથી સેવા કરતી હતી. આવી રીતે હોથલ અને ઓઢામાં સંપુર્ણ દાંપત્ય ભાવ હોવાથી સ્ત્રી પ્રત્યે પુરૂષે અને પુરૂષ પ્રત્યેના ધર્મો જે જે શાસ્ત્રોમાં કહ્યા છે તેનું યથા વિધી પાલન કરતા હતા. વળી સ્ત્રી વિનાનું ઘર જંગલ જેવું લાગે છે. અને સર્વગુણ સમ્પન્ન સ્ત્રીની સાથે અરણ્ય સ્વર્ગ સુખકર છે, તેવીજ રીતે ઓઢાને જંગલ દેખાતું હતું.



# પ્રકરણ ૧૪ મું.

## મીણાવતીનું પ્રયાણ-બલિદાન.

પ્રેમ બળતા અંગમાં, શુદ્ધિ રહે ન શરીરની;
પ્રેમ બળતા અંગમાં, પરવા નરહે તદબીરની.

પ્રાણથી તણાતા પ્રેમમાં, બળી દેહ ભસ્મ થાય છે.
વ્હાલા તણા વિયોગમાં, દેહ પ્રાણ જુદા થાય છે,

જ્યાં પ્રેમ એવો હોય છે, તેનેજ પ્રેમી જાણવા;
નીજ પ્રેમી માટે પ્રાણ આપે, તેજ પ્રેમી પ્રમાણવા;

વેદના સહેવા વિરહની, જો પ્રાણ અંગ ટકી રહે;
તે પ્રેમીઓને ધિક્ક છે, તેમ પ્રેમશાસ્ત્ર છે કહે.

ખરા પ્રેમીઓ પ્રેમની અગ્નિમાં પોતાના પ્રાણનું બલિદાન આપે છે. પોતાનું સર્વસ્વ જાય પણ પ્રેમ પંથનો ત્યાગ કરતા નથી. દુનિઆ તેને દીવાનાની ઉપમા આપે, અગર અક્કલ શુન્ય, મુર્ખ કે ગમે તેમ કહે તેની દરકાર કરતા નથી. આખા વિશ્વમાં પોતાના પ્રેમીનીજ મૂર્ત્તિ જુવે છે. એથીજ પોતાના પ્રેમી સિવાય અન્યની દરકાર કરતા નથી.

મીણાવતીની સ્થિતિ પણ એવીજ થઇ હતી. ઓઢો પોતાનો તિરસ્કાર કરી દેશ છોડીને ચાલ્યો ગયો. હવે ફરીને તેનું મુખ જોઇ શકશે નહિ. આમ એકાએક દુઃખનું કારણ પોતેજ બની પોતાના પગપર પોતેજ કુહાડો માર્યો. પોતાની મૂર્ખાઇથીજ ઓઢાના મુખાવલોક સુખનો ઉચ્છેદ કર્યો તેથી મીણાવતીની સ્થિતિ દયાજનક બની ગઇ હતી. તેનો આનંદ નાશ પામ્યો હતો. બહુ સુખ હરાઇ ગયું હોય અને તે મનુષ્ય જેમ દુઃખી થાય તેમ મીણાવતી દુઃખ ભોગવતી હતી.

જ્યારથી ઓઢો પોતાનો ત્યાગ કરી ગયો ત્યારથી મીણાવતીના હૃદયમાં પ્રેમનો કીડો કાળજાને કોતરતો હતો. ઓઢાને વિયોગે કયાંઈ ચેન પડતું નહોતું. બધાં રાજ્યના સુખો દુઃખકારક જણાતાં હતાં. એક તરફ ભુલનું પરીણામ આ બન્ને અસહ્ય જણાતા હતા. મીણાવતીને હવે કોઈ ચીજ ઉપર અનુરાગ નહોતો. તેને રાત્રી દિવસ પોતાની ભુલ ડંશ દેતા કરતી હતી.

હોથીજી સરલ હૃદયનો હતો. મીણાવતી ઉપર અ- થાગ પ્રેમ રાખતો હતો. પણ મીણાવતી તેના પર એટલો. બધો અનુરાગ ધરાવતી નહોતી, તેનું બધુ મન ઓઢાના પ્રેમમાં લાગી રહ્યું હતું. ઓઢાએ તેનો તિરસ્કાર કર્યો અને અપમાન કર્યું હતું. છતાં તેના હૃદયમાં તેનો જરા પણ ક્ષોભ નહોતો. ઉલટી રીતે ઓઢાનો પ્રેમ મેળવવા તલસ્તી હતી.

બાગમાં ઓઢાની છેલ્લી મુલાકાત વખતે ઓઢાના વાકય પ્રહારો અને તિરસ્કારથી પોતાનું અપમાન થયલું માની સક્રોધ આવી હતી અને થોડી ઘડીને માટે ઓઢા ઉપરનો મોહ ઓછો થયો હતો. પણ ઘેર આવી પલંગ પર સુતી અને ઓઢાએ કરેલા અપમાનનો વિચાર કરવા લાગી. જેમ જેમ ઓઢાએ કરેલું અપમાન યાદ આવતું ગયું તેમ તેમ સાથે ઓઢાનું રૂપ, ગુણ, પરાક્રમ, બુદ્ધીમતા વગે યાદ આવતાં ગયાં. તે સાથે જ મોહ વધવા લાગ્યો. ક્રોધ અને મોહ સાથેજ ઉત્પન્ન થયા તેથીબંને વચ્ચે તુમુલ યુદ્ધ શરૂ થયું. છેવટે ક્રોધને દુર કાઢી મોહે તેનું સ્થાન લીધું.

“ બાઈ સાહેબ ! મારા બાપુ પધારે છે.” વિચાર મુગ્ધ હતી ત્યાં આ શબ્દો સંભળાયા. આ શબ્દો દાસીના હતા. મીણાવતીના વિચારોની પરંપરા તુટી જવાથી તેને ક્ષોભ થયો. દાસીના વચનો વજ્ર હૈદે ભોંકાયા હોથીજીનું

આગમન અત્યારે રૂચીકર લાગ્યું નહી. હોથીજી ઉપર જરા ક્રોધ આવ્યો એટલે મનમાંજ બબડી કે " હવે તે મારો પતિ નથી. તેના સાથે સંસાર સુખ ભોગવવું નથી. જ્યાં આમ વિચાર કરે છે કે તુરત હોથીજી આવી પહોંચ્યો. મીણાવતી કંટાળતી ઉભી થઇ. મીણાવતી હર વખત હોથીજીને જે માન આપતી હતી. સ્મિત હાસ્ય, ભાવ, અને કટાક્ષથી પ્રસન્ન કરતી. અત્યંત પ્રેમ બતાવતી આ પૈકીનું એક પણ ચિન્હ હોથીજીના જોવામાં આવ્યું નહિ. તેથી ઉલટો પ્રકાર આવ્યો. મીણાવતીનો ચ્હેરો ફીક્કો થઇ ગયો હતો. મુખ ઉપર સૌન્દર્યની છટા દેખાતી નહોતી. અત્યંત દીલગીરીમાં હોય તેમ તેનું મુખ શ્યામ થઇ ગયું હતું.

આવી રીતે મીણાવતીને ચૈતન્ય વિહીન જોઇ હોથીજી ગભરાઇ ગયો. રાણીજીને શું એકાએક રોગ થઇ આવ્યો હશે! કે શું થઇ ગયું હશે! આ પ્રશ્નોનું પોતાના મનથી કાંઇ સમાધાન થઇ શકયું નહિ. ચિત્રવત્ બની મીણાવતી તરફ એકીટચે જોવા લાગ્યો.

"પ્રીયા! તમને શું થાય છે?" હોથીજીએ લથડતે સાદે જરા આગળ જઇ પુછ્યું.

"મને અત્યારે ઠીક નથી" મીણાવતીએ દીલગીર ચ્હેરે ઉત્તર આપ્યો

"તમે ઓઢાને મનાવવા ગયા હતા તેનું શું થયું?" હોથીજીએ વચમાં જ પ્રશ્ન કર્યો.

"મેં ઘણી રીતે મનાવ્યા પણ માન્યું નહી. અહિંથી જતાં જ મારા શરીરને ઠીક નહોતું. મારી તબીયત સારી ન હોવાથી ઓઢાની સાથે અધિક વાત કરી શકી નહી." મીણાવતીએ તદ્દન બનાવટી વાત ઘડી કાઢી.

"તમને તાવ તો જણાતો નથી." હાથીજીએ મીણા-વતીની નાડ જોઇ કહ્યું.

"તાવ નથી પણ ક્યાંઇ ચેન પડતું નથી. જરા આરામ લઊં તો ઠીક." મીણાવતીએ હાથીજીને ટાળવાના ઉદ્દેશથી કહ્યું.

"જરા આરામ લ્યો. આટલું કહી હાથીજી ચાલતો થયો.

"હાશ! બલા ગઇ" એટલું બબડી મીણાવતી શય્યામાં પડી. ઓઢાના વિચારો કરવા લાગી. તેને ખા-વાનું પણ ભાવ્યું નહિ. ઓઢાના પ્રેમ પાસમાં જકડાઇ ગઇ અને ચિંતાતુર રહેવા લાગી. તેને ખાવાનું પુરૂં ખ-વાતું નહોતું. અને ચિંતામાં રહેવાથી ચિંતાજ્વર લાગુ પડયો. શરીર સુકાવા માંડયું. અત્યંત વિચાર અને વિરહ વેદનાથી ક્ષયનો રોગ લાગુ પડયો. પોતાનું શરીર લાંબી મુદ્દત ટકશે નહિ. એવી ખાત્રી થવા છતાં મીણાવતીને શ-રીરની દરકાર હતી નહી. પણ એક વખત ઓઢાજીના દ-ર્શન થાય તો પોતાને પુર્ણ ભાગ્યશાળી માનતી હતી. પણ ઓઢાનાં દર્શન તેના નશીબમાં સરજાયલાં નહોતાં. તેથી જોત જોતામાં તેનો જીવદીપ બુજાવા માંડયો અને છેવટના શ્વાસ સુધી ઓઢાનું ચિંતવન કર્યું. કહેવાની જરૂર નથી કે ઓઢાના ગયા પછી હાથીજી સાથેનો બધો સંબંધ છોડયો હતો.



# પ્રકરણ ૧૫ મું.

## પુત્ર પ્રાપ્તિ અને સ્વદેશગમન.

ઓઢાને હોથલની પ્રાપ્તિથી અત્યંત આનંદ થયો હતો. હોથલની પતિભક્તિ અને સેવાથી રાજ સુખ અને કુટુંબી જનોને ભુલી ગયો હતો. આખી સૃષ્ટિના રાજ સુખને હોથલના સુખ આગળ તુચ્છ ગણતો હતો. આવી રીતે આનંદમાં દિવસ વિતાડતાં પુત્રની પ્રાપ્તિ થઇ. તેનું નામ જખરો પાડયું.

પુત્ર પ્રાપ્તિથી આનંદમાં ઓર વૃદ્ધિ થઇ. જખરાની ઉમર દોઢ વર્ષની થઇ. એક દિવસ જખરાને પારણામાં સુવાડી હોથલ પારણા પાસે ઉભી હતી, અને જખરાને બોલાવતી હતી. ત્યાં ઓઢાએ આવી હોથલને આલિંગન દઇ ચુમ્બન કર્યું. જખરાએ પોતાના બાળ સ્વભાવ પ્રમાણે ધાબળી પોતાના પગમાં ભરાવી મોઢા ઉપર ઓઢી. આવું જોઇ હોથલ અળગી ખસી ઓઢાને કહેવા લાગી કેઃ—

" નાથ ! હવે આપણે સંતતીવાળા થયા છીએ. આપણા પુત્રની મર્યાદા રાખવી જોઇએ. કેમ કે અત્યારથી તેને મર્યાદા શીખવાના સંસ્કારો પાડવા જોઇએ. આપણે તેને બાળક માની તેની મર્યાદા ન રાખીએ તો તેનામાં મર્યાદાના સંસ્કારો પડે શીરીતે? અને એમ થવાથી પરિણામે બાળકો અમર્યાદશીલ થાય. જુવો આપના આ વગર વિચારથી જખરાને શરમ આવી તેણે પોતાના મુખ ઉપર ઓઢી લીધું."

હોથલના કહેવાથી ઓઢાને પણ તે યોગ્ય જણાયું, અને પોતાની ભુલ કબુલ કરીને બોલ્યો કે " હવે આવી ભુલ કરીશ નહિ."

જખરો બે વર્ષનો થયો એટલે બીજા કુંવરને જન્મ આપ્યો તેનું નામ જેસલ પાડયું. આ બંને પુત્રોને જોઈ દમ્પતિ આનંદસાગરમાં ઝીલવા લાગ્યાં.

બંને કુંવરો મોટા થયા એટલે તેમને સાથે લઈ ઓઢો ભોંયરાની બહાર નિકળી ફરવા જતો, અને પોતાના પુત્રો સાથે આનંદ મેળવતો.

ચોમાસાનો સમય નજીક આવ્યો, વરસાદ આવવાની તૈયારી થવા માંડી. ઓઢો અને કુવરો નિત્ય નિયમ પ્રમાણે ફરવા નિકળ્યા હતા. આ વખતે સાંજનો સમય હતો. આકાશ વાદળાંથી છવાઈ ગયું હતું, વરસાદ આવશે તેમ ભાસ થતો હતો, આવા સમયમાં પોતાના બંને કુમારોને લઇ ઓઢો કુદરતની લીલા જોતો ડુંગરની ટેકરી ઉપર બેઠો, અને બંને કુમારો આસપાસ બાલ ખેલ કરતા હતા. ત્યાં જખરાની નજીક મોર ધાટો કાઢીને બોલ્યો, આ જોઇ જખરાને કૌતુક થયું અને પોતાના બાળ સ્વભાવ પ્રમાણે એ પત્થર લઇ તેના સામે દોડયો. આવું જોઈ ઓઢાએ જખરાને પોતાની પાસે બોલાવી કહ્યું કેઃ—

દોહરો.

મોરને નવ મારીએ, તેના રાતા નેણ;
ઉંચે ચડી ટહુકા કરે, નિત સંભારે સેણ.
"સહુથી છેલા ડુંગરા, ચાહે તેને ચકોર;
ભુલ્યાને સંભારી દે, એથી 'ન મારીએ મોર','

માટે મોરને મરાય નહિ, આવું સાંભળી જેસલ બોલ્યો કે, "એ શું કહેતો હશે ?"

"હું ડુંગરનો મોરલો, કાંકરી ચરપટ ભરૂં;
રત આવે ન બોલું તો, હૃદય ફાટી મરૂં."

આવી રીતે પોતાના પુત્રને જવાબ દઈ પોતાના શહેર

તરફ મુખ રાખી ઓઢો બેઠો હતો. વિચાર કરતાં પોતાનું શહેર, પોતાના ભાઇઓ વગેરે યાદ આવ્યાં. તેથી કહેવા લાગ્યો કે:—

### દોહરો.

" હું કંડકકડારાનો રાજીઓ, રખડું રાનની માંહી:
રાજપાટ સરવે તજ્યાં, તજ્યા કુટુંબ ને ભાઇ.
વ્હાલાનો વિયોગ, સહન ન થાય શરીરથી:
પ્રભુ મેળવને જોગ, જઇ મળું મુજ બંધુને.
છોડી સુખ બહુ રાજનું, વનમાં કીધો વાસ:
સેવા કરવા દાસ, પાસે કોઇ મળે નહિ."

આવી રીતે પોતાની જન્મભુમિને યાદ કરી બોલેછે, ત્યાં હોથલે આવી કહ્યું કે, "નાથ! આમ દીલગીર શામાટે થાઓ છો? મારાથી કાંઇ ભુલ થઇ છે કે આપને ઉદાસ થવાનું કારણ પ્રાપ્ત થયું છે?"

"એવું તો કાંઈ બન્યું નથી પણ મને મારા સગા વ્હાલા અને દેશ યાદ આવ્યો છે." ઓઢાએ પોતાની ઉદાશીનતાનું કારણ કહ્યું.

"શું ત્યારે મારા ઉપર આપની પ્રીતિ ઓછી થઈ છે! આપે પ્રથમ મને કહેલું કે તારા માટે આખી સૃષ્ટિના રાજનો ત્યાગ કરૂં આ વચનો ઉપલક હતા." હોથલે પોતાનાપર પ્રેમની શંકા લાવી કહ્યું.

"તારા ઉપરનો પ્રેમ જેવોને તેવો પ્રથમ છે. બલ્કે દિન પ્રતિદિન વૃદ્ધિને પામતો જાય છે. પણ—

### સોરઠો.

" પત્થરપરનાં ચીત્ર, જળ ધારાથી જાય ના:
(તેમ) બાળાપણના મિત્ર, વિસર્યા નવ વિસરે."

"જેમ પત્થરપર ચિત્રેલાં ચિત્રો પાણીથી ભુંસાતાં નથી તેમ મારા બાળપણાના મિત્રો મારાથી વિસરાતા નથી. તેમને મળવા મતલબ રહે છે. માટે જો મારા શહેરમાં જઇને રહીએ તો મને શાંતિ થાય!"

ઓઢાનાં ઉપરનાં વચનો સાંભળી હોથલને ક્રોધ ચઢ્યો અને બોલી કે:—

### સોરઠો.

"જો તું મળવા ચ્હાય, સગા સંબંધી સર્વને;
તો તો જલદી જાય, દુર રહ્યા તે દેશમાં."

આવી રીતે હોથલનાં વચનો સાંભળી ઓઢે કહ્યું:— "પ્રિયતમા! તું આ શું બોલે? તારો વિયોગ હું સહન કરી શકું ખરો કે? પણ મને એ જ વિચાર થાય છે કે, આપણા પુત્રો યુવાન થશે ત્યારે તેમનાં લગ્નાદિક કરવાં જોઇશે. આપણે મારા રાજમાં હોઇએ, તો સારૂ વળી મારો દેશ બહુજ સારો છે.

### દોહરો.

"ખાખર બાવળ બોરડી, ઝાંખર ઝાઝાં ઝાડ;
નહિ બીજી ત્યાં વનસ્પતિ, કચ્છમાં બહુ ઉજાડ."

"કચ્છમાં શું દંમ છે, ત્યાં જવાને આટલા બધા આતુર શા માટે થયા કરો છો. ત્યાં ફળ ફુલવાળી કોઈ વનસ્પતિ નથી. બાવળ, બોરડી અને રણ છે." આવું હોથલનું કહેવું સાંભળી ઓઢો બોલ્યો કે:—

### દોહરો.

"બેર બાવળને બોરડી, કાંટાવાળી લાખ;
હોથલ હાલો કચ્છમાં, જેમાં માનવ સવાલાખ."

ત્યાં બાવળ બોરડી અને કાંટાવાળા ઝાડબોડછે ખરી પણ ત્યાં સવાલાખ રૂપીઆની કિંમતનાં મનુષ્યો છે વળી–

દોહરો.

" ઘોડા ભલા કાઠિ ભલા, પાની લગ પેરવેશ;
વસે ઘણાં જ્યાં રાજવી, ડોલરીઓ કચ્છ દેશ.
વાંકા કુંવરને શુર ઘણા, વાંકા વાડાના વચ્છ;
કુંવર વાંકા ત્યાં થશે, પાણી પીએ જો કચ્છ, "

ત્યાંના ઘોડા અને કાઠિ લોકો સારાછે. પાની સુધીનો પહેરવેશ છે. ઘણા રાજાઓનો સમુહ છે. અને તે વાંકા છે ઘણા શુરવીરો છે ત્યાંના વાડાના વાછડા પણ સારા થાય છે. માટે તેવા કચ્છનું પાણી પીએ તો આપણા કુંવરો પણ શુરવીર થાય. એટલા માટેજ કચ્છમાં જવાનો આગ્રહ કરૂં છું. "

હોથલ:—" જ્યારે તમારો આગ્રહ છે ત્યારે હું કચ્છમાં તમારા શહેરમાં આવું ખરી પણ હું ગુપ્તજ રહીશ. મારૂં નામ તમારે કોઇની પાસે કહેવું નહિ જો મને જાહેર કરો તો હું ત્યાંથી ચાલી જઇશ. આ સરત કબુલ હોય તોજ તમારી સાથે આવું. "

" હા, મને એ સરત કબુલ છે. " ઓઢાએ આનંદથી કહ્યું.

આવી રીતે કરાર કરી પોતાના બન્ને કુંવરોને સાથે લઇ હોથલ સાથે ઓઢો રવાના થયો. હોથલની સલાહથી સાથે કાંઇ વાહન લીધું નહોતું. પોતાના બને નાના કુંવરો ચાલી શકે તેમ દરરોજ થોડા પંથ કાપવા લાગ્યા. અને કેટલેક દિવસે નળિયાથી ત્રણ ગાઉ દુર વાયવ્ય કોણ પર આવેલા વડસર ગામે આવી પહોંચ્યા. તળાવને કિનારે મુકામ કર્યો. તળાવમાં પાણી પીવા ઢોરો આવતાં હતાં. તેમાં એક ભેંસ પાણી પીવા આવી. તેને ઓઢો ધ ધારીને જોવા લાગ્યો અને વિચારવા લાગ્યો

કે. આ ભેંસ મારે દુધ ખાવાની હતી અને ચારણે મારા પાસેથી પરાણે દાનમાં લીધી તે તો નહિ હોય ને ! આવો વિચાર કરી ભેંસને બોલાવી કે તુરત ભેંસે ઓઢાને ઓળખી કાઢ્યો. અને વ્હાલ બતાવવા લાગી. ભેંસને વાચા નહિ છતાં પોતાનું વ્હાલ ઓઢાને બતાવી શકી હતી. ઓઢે તેના શરીરે હાથ ફેરવ્યો. એટલે તેની પાછળ પાછળ ફરવા લાગી.

બીજાં ઢોરો પાણી પી પાછાં આવ્યાં પણ પોતાની ભેંસ આવી નહિ તેથી ચારણ તેની શોધમાં નીકળ્યો આવીને જુવે મછે તો ઓઢાની આસપાસ વ્હાલથી ફરતી પોતાની ભેંસને જોઇ એટલે ઓઢાને તુરતજ ઓળખી કાઢ્યો. એટલે આગ્રહ કરી ઓઢાને મીજમાની કરવા ઘેર તેડી લાવ્યો

ચારણ પોતાને ધન્ય માનવા લાગ્યો ઓઢા જેવો પોતાને ત્યાં ફરીને બીજો કોઇ મીજમાન આવવાનો નથી આવું ધારીને ઘણી સારી સરભરા કરી જ્યારે ઓઢો ત્યાંથી રવાના થયો ત્યારે એક વેલ અને એક અશ્વ આપ્યો, પ્રથમ તો ઓઢાએ લેવાની આનાકાની કરી. પણ ચારણના અત્યાગ્રહથી વિના છુટકે લેવા વિના ચાલ્યું નહિ પછી ઓઢો બોલ્યો કેઃ—

**દોહરો.**

“ મિત્ર કરીએ અંગણા બીજા આળપંપાળ.
જીવતા જશ ગાએ ઘણા, મુવા લડાવણ હાર
ઓઢો કે અદાતારનું, રહે ન જગમાં નામ;
ઝાડથી ઉડતા પંખીનું, પગલું રહે ન તે ઠામ. ”

ચારણ સાથે ‘ રામ રામ ’ કરી ઓઢો પોતાના પુત્રો પત્નિ સાથે રવાના થયો અને થોડા દિવસમાં

ધોલાયગઢ પહોંચ્યો પોતાના આગમનના સમાચાર અગાઉ ધોલાયગઢમાં હોથીજી વગેરેને પહોંચાડયા હતા ઓઢો આવે છે તેવા સમાચાર આખા શહેરમાં સર્વત્ર પ્રસરી ગયા હતા. બધા પ્રજાજનોએ ઉત્સાહ કરી પોતાનો હર્ષ પ્રદર્શિત કર્યો હતો.

પોતાના આપ્તજનોને ઘણે દિવસે મળવાથી ઓઢાને ઘણો આનંદ થયો હતો. પોતાનું રાજ અને હોથલ આ બંને ઇચ્છીત સુખો એકત્ર થએલાં જોઇ ઓઢો આનંદ સાગરમાં ઝીલવા લાગ્યો. હોથીજી વગેરેને પણ નવું ચૈતન્ય પ્રાપ્ત થયું હોય તેમ લાગવા માંડયું. પ્રજા વર્ગને ખાત્રી થઇ કે હવે આપણે નિર્ભય છીએ. આપણને યોગ્ય ન્યાય મળશે. આવા વિચારોથી અત્યંત હર્ષ થયો હતો.

હોથીજી રાજકર્તા હોવા છતાં બધો રાજ કારભાર ઓઢાના શિરપર નાખી પોતે નામનો જ રાજા રહ્યો. ઓઢા જેવો બાહોશ અને રાજકારભારમાં કુશળ વ્યવસ્થાપક હોવાથી રાજ વ્યવસ્થા સારી રીતે ચાલવા લાગી. ઓઢાની ગેરહાજરીથી દુશ્મનો સબળ થયા હતા, પણ ઓઢાએ ધોલાયગઢમાં પ્રવેશ કર્યો કે તરત જ બધા શાંત થયા. ઓઢો પોતાનાં જ મકાનો કે જે ઘણા દિવસથી શુન્યકાર હતા તેમાં જ નિવાસ કરતો હતો તેથી એક વખતના ઉજજડ મ્હેલો અત્યારે મંગળમય દેખાતા હતા. હોથલ પોતાની પ્રથમની શરત પ્રમાણે ગુપ્ત જ રહેતી હતી. કોઇની સાથે હળતીભળતી નહોતી.

—※—

# પ્રકરણ ૧૬ મું.

## હોથલનો વિયોગ.

હોથલના ગુપ્ત નિવાસથી ઓઢાના આપ્તજનોમાં ચર્ચાનો વિષય થઇ પડયો હતો. ઓઢો એક સ્ત્રી પરણી લાવ્યો છે પણ કોઇને મુખ દેખાડતી નથી. તેનું કારણ શું હશે? તે સ્ત્રીનું નામ, તેના પિતાનું નામ, અને ગામ કીયું હશે? વગેરે અવનવી શંકાઓ કરતા હતા. "કોઈ કહે તે દેવકન્યા હશે એટલે ઓઢો ગુપ્ત રાખે છે" કોઈ કહે અપ્સરા હશે તો કોઈ કહે છેક હલકા વરણની હશે એટલે જ કોઇની સાથે હળવામળવા દેતો નહી હોય અને તેની કુળજાતિ ગુપ્ત રાખતો હશે." આમ અવનવા તર્કો કરતા હતા.

ઓઢાના બધા ભાઇઓ, મિત્રો વગેરે ઓઢાની સ્ત્રી કોણ છે તે જાણવા આતુર હતા. પણ ઓઢો કોઈ પણ રીતે પોતાની સ્ત્રીની ખરી હકીકત કહેતો નહિ. છેવટે બધા પ્રયાસ નિષ્ફળ ગયો ત્યારે એ વાત બધાએ પડતી મુકી. એક વખત જખરો અને જેસલ પોતાના સમાન વયસ્યક બાળકો સાથે બજારમાં રમત રમતા હતા. હોથલ ગુપ્ત રીતે તેમની રમત જોવામાં તલ્લીન બની હતી. એમાં મદોન્મત બે પાડા લડતા લડતા આવ્યા. પોતાના કુંવરોને નુકશાન કરશે આવા ભયથી હોથલે પોતાના યોગ બળના પ્રભાવથી હાથ પ્રસારી બંને કુંમારોને ઉપર ખેંચી લીધા. આવું અદ્દભુત કાર્ય જોઇ માણસોને આશ્ચર્ય થયું અને આ સ્ત્રી કોણ છે તે જાણવાની જીજ્ઞાસા વૃદ્ધિગત થઇ પણ ઓઢાના દઢ નિશ્ચય આગળ કોઇનો ઉપાય ચાલ્યો નહિ.

તેથી બધા હતાશ થઇ લાંબી મુદતે એ ચર્ચા પાછી બંધ પડી.

જખરો અને જેસલ પોતાની વયના છોકરાઓને એકઠા કરી. જખરો રાજ સિંહાસન ઉપર બેસતો જેસલ પ્રધાન થતો અને બીજાઓને પણ અધિકારી બનાવતો ધુળથી શહેર બનાવી રમત રમતા. તેમાં કોઇ ચોર થતો કોઇ બારવટીઓ થતો અને જખરો તેમનો ઇન્સાફ કરતો આવી રીતે રમત રમતા એક દીવસે મદોન્મત થએલો હાથી મહામાત્ર (માવત) ના કબજામાં રહ્યો નહી. અને શહેરમાં નુકશાન કરતો જખરાએ બનાવેલા શહેર પાસે આવી પહોંચ્યો. હાથીના ભયથી છોકરાઓ ન્હાસ ભાગ કરવા લાગ્યા. આવું જોઇ જખરો હાથમાં તીરકામઠું લઈ હાથી સન્મુખ આવ્યો અને કાન સુધી ખેંચી કુમ્ભસ્થળમાં તીર માર્યો કે તરત આરપાર તીર નીકળી ગયો.

જખરાએ હાથીને તીર માર્યો અને આરપાર નિકળી ગયો, નાના બાળકમાં આટલું પરાક્રમ જોઇ તેની માતા કોણ છે તે જાણવાની જીજ્ઞાસા બધા રોકી શકયા નહી અને એવો નિર્ણય કર્યો કે, ઓઢાને દારૂ પાઇ બ્હેકાવી તેની સ્ત્રીની હકીકત જાણી લેવી.

બધા એકત્ર થઇ ઓઢાને આમંત્રણ કર્યું અને દગાથી ઓઢાને અતિશય દારૂ પાયો. જ્યારે નશો ઘણો આવ્યો ત્યારે એક બીજા કહેવા લાગ્યા કેઃ—"ઓઢો શુરવીર છે. તેના પુત્રો પણ શુરવીર છે. પણ ઓઢાની સ્ત્રી સારા કુળની હશે નહી. જો ઉંચા કુળની હોત તો કેવું સારૂં થાત!"

આવી રીતે પોતાની પ્રાણપ્રિયાની નિંદા થતી જોઇ જોઈ ઓઢાનું લોહી ઉછળી આવ્યું. આવેશમાં આવી જઇ બોલ્યો કે—

( દોહરો. )

" ધરા વિણુ ધાન ન નિપજે, કુળ વિણુ માઢું નોય;
જખરો જેસલ નિપજે, હોથલ ઓઢા હોય. "

" શું જખરા અને જેસલ જેવા પુત્રો કુલહીણુ સ્ત્રીના ઉદરમાં પેદા થાય ખરા કે! એ તો જેના ઘરમાં હોથલ પદ્મિની હોય ત્યારે થાય. " ઓઢાએ આવનાર ઃખને વીસરી જઇને આવેશમાં આવી કહ્યું.

ઓઢાનાં આવેશયુક્ત વચનો સાંભળી બધા હોથલની પ્રશંસા કરવા લાગ્યા. આમ કેફમાં બેભાન થયેલો ઓઢો ફુલાઇ ગયો. થોડીવારે કેફમાં બેભાન થયો અને ઘેર ન જતાં ત્યાંજ બેભાન સ્થિતિમાં રાત્રી નિર્ગમન કરી

ઓઢાએ પોતાને પ્રકાશમાં આણી છે. એવું હોથલના જાણવામાં આવતાંજ પોતાની દાસીને ચાર ચીઠ્ઠીઓ આપી અદ્રશ્ય થઇ.

સોરઠો.

"ચીઠ્ઠીઓ લખી ચાર, હોથલે આપી હાથમાં;
તું ઓઢા વાંચી ન્યાલ, તારે મારે સરત શી ! "

ઓઢો સ્હવારે પોતાને મ્હેલે આવ્યો ત્યારે હોથલને જોઇ નહિ, તેના મનમાં અતિશય ક્ષોભ થયો. ત્યાં દાસીએ આવી ચીઠ્ઠીઓ આપી તેમાં નીચે પ્રમાણે હતું.

( દોહરો. )

અન્નજળ મારૂં જ્યાં સુધી. ત્યાંલગી રહી તમપાસ
સરત તોડી પ્રથમ તેં, તેથી છોડયો અવાસ.
દેખીશ તમને દ્રષ્ટિએ, નહિં દેખો મુજ રૂપ;
અદ્રશ્ય રહી આપથી, વિયોગી રહીશું ભુપ.
પુત્રો વ્હાલા પ્રાણથી, તમે પણ પ્રાણ આધાર
નિત નિત નિરખીશ નેત્રથી નહિં મળું લગાર.

પુરા પરણુશે જ્યાહરે, ત્યારે ધરી ઉલ્લાસ;
આવીશ પોંખવા પુત્રને હેતજ ધરશે તમ વાસ.

હોથલની ચીઠીઓ વાંચી ઓઢાના મનની ધીરજ રહી નહિં. નાના બાળકની પેઠે રડવા લાગ્યો ઓઢાની દીલગીરીની વાત સાંભળી તેના બંધુઓ અને સ્નેહીઓ આવી આશ્વાસન દેવા લાગ્યા કે– " માણસો મોકલીને હોથલની શોધ કરાવીશું. " ત્યારે ઓઢે જવાબ આપ્યો કે:– " હોથલ હવે કોઇની દ્રષ્ટિએ ચડવાની નથી ગમે ત્યાં શોધખોળ કરતાં હવ તેનાં દર્શન થવાં દુર્લભ છે. આમ કહી વિવિધ પ્રકારે વિલાપ કરવા લાગ્યો અને બંધુઓની મનામણી છતાં અન્ન લીધું નહિં. આવી રીતે આખો દિવસ વિલાપમાં કાઢ્યો જ્યારે દિવસ અસ્ત થયો ત્યારે ઓઢો બોલ્યો કે:—

( દોહરો. )

"સુર્ય આથમ્યો સાંજ પડી, પંખી ચણુ નવ ચરે;
ઓઢો કહે હે ! બંધુઓ, હોથલ નાવી ઘરે. "

ઓઢાનો વિલાપ સાંભળી બધા દુઃખી થયા પણ નિરૂપાય થઇ ચાલી નિકળ્યા.

ઓઢાને હોથલની અત્યંત વિરહ વેદના થવા લાગી.

( દોહરો. )

" કસાઇ મારે જીવને, નિર્દય થઇ અમાપ;
હોથલ ચાલી નિકળી, કાળજ આપી કાપ;
મેલી મંદીર માળીઆં, મેલી રડતાં બાળ,
હોથલ હાલી નિકળી, પણ ન આવ્યો કાળ. "

હોથલના વિયોગથી ઓઢો પોતાનું ભાન ભુલી ગયો તેના મગજનું સમતોલપણું રહ્યું નહિં તે બહાવરા બની ગયો અને કહેવા લાગ્યો કે—

( દોહરો. )

" દુઃખ દઈ હતો જો મારવો, તો શાદ કીધી પ્રિત;
પ્રિત વસોયા આનવી, તેનું સ્થીર નહિં ચીત.
જો તારે આવું હતું. તો કેમ ન કીધી વાત;
અઇ હોત રજા લઇ, તો તો શાંતિ થાત.
પ્રેમ બતાવ્યો તેં ઘણો, બાંધ્યો મોહને પાસ;
હવે બન્યો હું બાવરો, મુકી મળવા આશ.

ઓઢો હોથલના પ્રેમપાસમાં જકડાઇ ગયો હતો. અત્યારે બધુ શુન્યકાર જેવું લાગતું હતું. ખાનપાનાદિકનો ત્યાગ કર્યો હતો રાજકારોબારમાં બીલકુલ ધ્યાન આપતો નહોતો અને હોથલ ! હોથલ એ નામનું રટણ કરતો કરતો હતો. અને કહેતો કેઃ—

( દોહરો, )

" ચાલ જેની હંસની. મધુર કંઠ જ્યું મોર,
પ્રીતિવાળી પદ્મણી, જ્યું ચિત્ત ચંદ્ર ચકોર.
બપૈયા સમ બોલતી. રટતી પીયુપીયુ નામ:
તે બધુ છોડીને સંચરી. તે વીણ સુનું ધામ.
દઇ ડામ મુજ દીલમાં, કાળજે મારી કટાર:
દુઃખમાં દાહડા કાઢવા, વિના નિગામરી નાર.
જળમીન સમ તલકુ અરે ! રટુ રસના એ નામ;
દુઃખ દરિયામાં ડુબીઓ, બન્યો બહુ બેફામ. "

હોથલ ! હોથલ ! ! મારા અપરાધની ક્ષમા આપ !

મેં મારી સરત તોડીને ગુન્હો કર્યો છે પણ તે મારા ગુન્હા સામે ન જો. દારૂના કેફમાં હું ભાન ભુલ્યો હતો. અરે ! દુદાએ ઘણાને પાયમાલ કર્યા છે ઘણાને હેરાન રખડાવ્યા છે. ઘણાંને અત્યંત દુઃખમાં ધકેલ્યા છે છતાં તેનો સંગ છોડતા નથી ! જો મેં દારૂનો સંગ ન

કર્યો હોત તો આ દુઃખમાં મારે પડવું ન પડત મારા પ્રાણુ કરતાં પણ પ્યારી હોથલનો વિયોગ ન થાત. મેં તેના માટે ઘણા દિવસ ભાઈઓ અને રાજ્યસુખનો ત્યાગ કર્યો પણ છેવટે તેનો અસહ્ય વિયોગ સહન કરવો પડયો. અરેરે ! છેવટનો મેળાપ પણ થયો નહિ.



# પ્રકરણ ૧૭ મું.

## હોથલનો મેળાપ અને આનંદનો અવધિ.

ઓઢાનું શરીર દિન પ્રતિદિન સુકાવા લાગ્યું અત્યંત અસ્રુશ્રાવથી નેત્રનું તેજ ઓછું થયું પ્રૌઢાવસ્થા હોવા છતાં વૃદ્ધાવસ્થા દેખાવા લાગી પોતાના પિતાની આવી સ્થિતિ જોઈ જખરો બોલ્યો કેઃ—"પિતાજી ! આમ વિલાપ શા માટે કરો છો? આપ જેવા પ્રજ્ઞાશાળી પુરૂષો આમ વિલાપ કરે તો પછી આમે બાળકોને તો ધૈર્ય રહેજ શાનું ? માટે આપને વિલાપ કરવો ઘટે નહિ."

પોતાના પુત્રોનાં વચન સાંભળી નિસ્વાસ નાંખીને ઓઢો બોલ્યો કેઃ—

દોહરો.

"જખરા ! મનવાળું ઘણું, (પણ) વળવા દીએ ન વિયોગ
વિરહાગ્નિ વાગીઓ, નવ શાંતિ તણો સંયોગ.
જેશલ ! મન જંપે નહિ. જો તું હૃદયને ખોલ;
હૃદય બધું સળગી ગયું, તુટયો મારો કોલ."

" જખરા ! વિયોગનું દુઃખ સહન કરવું અત્યંત દુર્ઘટ છે. જેના હૃદયમાં પ્રેમના વીંછીએ વિયોગનો ડંખ કર્યો નથી તેને તે વેદનાનું સ્મરણ ક્યાંથી હોય ! મારા હૃદયમાં હોથલના વિયોગની પ્રખર અગ્નિ બળ્યા કરે છે.

તે મારા લોહીને બાળે છે અને મલાઈનું જે પાણી થાય છે તે અસદ્દ્વારા બહાર આવે છે હું ઘણી શાંત રાખવાનો ઉપાય કરૂં છું પણ વિરહનો અગ્ની રહેવા દેતો નથી. માટે શું કરૂં ! હવે તો આ જીંદગી આવી રીતે કલ્પાંત અને દુઃખમાંજ પુરી કરવાની છે. કેમકે હવે હોથલનો મેળાપ થવાનો નથી તેના મેળાપ સિવાય મને શાંતિ વળવાની નથી. માટે હવે આ શરીરમાંથી જેટલા વહેલા પ્રાણ જાય તેટલું વહેલું સુખ થાય ' ઓઢાએ પોતાની સ્થિતિ કહી.

ઓઢાએ હોથલના વિયોગનું ઘણું દિવસ દુખઃસહન કર્યું. પણ હોથલનો મેળાપ થયો નહિ એટલે વિચાર કર્યો કે બંને પુત્રોનાં લગ્ન કરવા તેણે વચન આપ્યું હતું કે પુત્રોના લગ્ન વખતે પોંખવા આવીશ જો એ વખતે આવે તો તેને એક વખત નજરે જોઉં તો ખરો. આમ વિચારી થળના સોઢા જાતના લાખો, અને વિસોજી નામના સરદારો હતા તેમની કન્યા જોડે સગપણ કરી જખરા અને જેસલના લગ્નની તૈયારી કરી.

લગ્નનો દિવસ પાસે આવ્યો, આઝણું મોકલી બંને કન્યાઓને વોલાયગઢમાં લાવ્યા એટલે ઓઢાએ કહેવરાવ્યું કે " જ્યારે હોથલ પોંખવા આવે અને તમે પગે લાગો ત્યારે માગવાનું કહેશે એટલે તમારે કહેવું કે અમારે સાસુ જોઇએ છીએ. આ વખતે તમને બીજું માગવાનું કહેશે. ઘણો લોભ બતાવશે પણ કશાથી તમારે લોભાવું નહિ પણ જે કહું છું તે એકજ વચન માગવું. "

લગ્નના દિવસે શાસ્ત્રવિધિથી જખરાનાં લગ્ન લાખાજી સોઢની કન્યા જોડે અને જેસલના લગ્ન વીસાજી સોઢાની કન્યા સાથે થયા. પોતાના પુર્વ વચનાનું સાર હોથલ

હાથમા થાળ લઇ પોંખવા આવી હોથલને જોઇ ઓઢાને નવું જીવન આવ્યું પણ પુત્રવધુએ "પોતાનું કહેલું માગશે કે કેમ ?" આ શંકા થવા લાગી.

વરવધુઓને પોંખીને હોથલ આનંદમાં આવી. જ્યારે જખરાની વહુ પગે લાગી ત્યારે હોથલે કહ્યું:— "બેટા! તમારે જે મનમાં ઇચ્છા હોય તે માગો હું તમારા મનની ઇચ્છા પુર્ણ કરીશ.

આ વખતે શું માગવું તે વિચાર થઇ આવ્યો. વચન એક અને માગવાની વસ્તુઓ પોતાની દ્રષ્ટિ સમક્ષ ઘણી દેખાવા માંડી. આમ વિચાર કરવા લાગી ત્યારે હોથલે ફરી ફરીને માગવાનું કહેવા માંડયું. આથી જખરાની સ્ત્રી ગભરાઇ ગઇ, જલદી માગી લેવાનો વિચાર કરી કહ્યું કે:— "આપના ગળામાં હાર છે તે આપો."

મોટી પુત્રવધુની આવી માગણીથી હોથલે ઘણી પ્રસન્નતાપુર્વક પોતાનો હાર તેના ગળામાં પહેરાવ્યો. મોટી વધુએ જે માગવાનું હતું તેથી ઉલટું માગ્યું. આથી ઓઢાના શોકનો પાર રહ્યોજ નહીં. હવે બધો આધાર નાની પુત્ર વધુ ઉપર રહ્યો. જો તે માગતાં ભુલશે તો ફરીને હોથલનો મેળાપ થવાનો નથી આમ ચિન્તા મગ્ન ઓઢો શું બને છે તે જોવાને આતુર બન્યો.

નાની પુત્રવધુએ આવીને હોથલને પ્રણામ કર્યા એટલે હોથલે ઇચ્છીત વસ્તુ માગવા કહ્યું. એટલે વિનયથી જેસલની સ્ત્રી બોલી કે:—

" મારે બીજું કાંઇ જોઇતું નથી. પણ જ્ઞાન આપનાર, રક્ષા કરનાર, માતૃવત્ પ્રેમ રાખનાર સાસરીયામાં સાસુજ છે. સાસુ વિના વ્યવહારિક જ્ઞાન મળેલું નથી. જો સાસુ હોય તોજ મને વ્યવહારિક જ્ઞાન મળે માટે આપે

અને વચન આપેલું સત્ય કરવું હોય તો આપ હો તોજ અમારા લાડ લડાવો. કેમકે ;પિયરમાં માતા અને સાસરીયામાં સાસુ હોય તોજ લાડ અને કોડ પુરા થાય છે જેમ માતા વિનાનું પિયેર લૂખું છે તેમ સાસુ વિનાનું સાસરૂં લુખું છે માટે આપ અહિંજ રહો એજ માગું છું.

નાની પુત્રવધુની માગણીથી હોથલ બંધાઇ ગઇ. પોતે હવે ત્યાંજ રહેશે એમ કરી પુત્રવધુને સંતોષી ઓઢાને આ માગણીથી કેટલો આનંદ થયો હશે તે વાંચકોજ કલ્પી શકશે તેના આનંદનુ વર્ણન આ ક્ષુદ્ર લેખનીથી થઈ શકે તેમ નથી.

હોથલ હવે ઓઢાની પુર્વવત્ સેવા કરવા માંડી આખા શહેરમાં હોથલ પ્રસિદ્ધ થવાની વાત ફેલાઈ ગઇ. એટલે બધાને આનંદ થયો. એક વખતનો દુઃખસાગરમાં ડુબેલો ઓઢો અત્યંત સુખમાં ગરકાવ થયો. પુર્વવત્ રાજ કાર્યમાં જોડાઇ પ્રજાનું રક્ષણ કરવા લાગ્યો. હવે ઓઢાને હોથલ પ્રત્યેનો ભય દુર થયો હતો તેથી પોતાને ધન્ય માનવા લાગ્યો અને સર્વત્ર આનંદ થવા લાગ્યો.

શાંતી શાંતી શાંતી.



# જાહેર ખબર.

## બુકસેલર–મંગળદાસ જોધતારામના પુસ્તકાલયમાં વેચાતાં પુસ્તકોનું સુચીપત્ર.

## નરસિંહ મહેતા નોવેલ.

વાંચનાર નરસીહમેતાના નામથી કોઇ પણ માણુસ અજાણ્યું નથી જેને સંસારમાં રહી અનેક કષ્ટ વેઠી છેવટે વૈકુંઠમાં વાસ કર્યો ભક્તીરસથી ભરપુર છતાં કીમત ૦ાા

**ચતુર સુંદર**—(બાર ભાગ) જેની અંદર રાસ લીલા અને લગ્નમાં ગાવાના ગીતો અને રસીક ગરબીઓથી તૈયાર કરાવેલું સરસ કાગળ અને સફાઇદાર બાઇડીંગવાલું બસો ચોવીસ પાનાનું દળદાર પુસ્તક કીંમત ૦–૧૨–૦

**છેલજરાર**—અતી મનોહર નોવેલ વાંચનાર એક વખત હાથમાં લીધા પછી મુકવાનુંમદીલ ન કરે માટે જરૂર આજે મંગાવો કીંમત ૦–૮–૦

**જસમાં ઓડણ મોટી**—જેણે બહાદુર સીધરાજને હરાવી અનેક સંકટ વેઠી પોતાનું શીયળ સાચવ્યું છે માટે અવશ્ય ખરીદ કરો કીંમત ૦–૫–૦

**કાનો કુંભાર અને સતી પારવતી**—જેને પોતાના પરાક્રમ વડે બાદશાહનો માનીતો થઇ લડાઇની અંદર વીજય મેળવી પોતાનું નામ અમર રાખ્યું છે. કી. ૦–૬–૦

**કામીની ચરીત્ર**—( સ્રીઓના ચરિત્ર વાંચવા હોય જરૂર ખરીદો કીંમત ૦–૧૨–૦

**કળી કૌતક**—ગમ્મત સાથે આનંદ આપનાર પુસ્તક કીંમત ૦–૧૨–૦

**માન મુસાફીર**—આ પુસ્તકની અંદર માનસીંગે અનેક લોકોનાં કષ્ટ કાપી પોતે પોતાની જીંદગી કેવી હાલતમાં ગુજારી છે જરૂર મંગાવો કી. ૦–૧૨–૦

**સંગીત લીલાવતી**—લીલાવતીએ પોતાના ભર-

આરને ગુણુમને ત્યાંથી કેવી રીતે છોડાવી લાવી તેનો આબે-
હુબ ચીતાર કી. ૦—૫—૦

**રાણુકદેવી રાયખેગાર**—આ પુસ્તકની અંદર રાણુક દેવીએ સીવરાજને કેવી રીતે શ્રાપ આપ્યો છે અને પોતાનું સીયળ સાચવી જેને પોતાનું નામ અમર રાખ્યું છે કી. ૦ll

**ચંદ્રસેન વેણી પદમણી**—રાજકુમાર ચંદ્રસેન વેણી પદમણી માટે ફકીરી લઇ કેટલાંક વરસ સુધી દુઃખ વેઠી પોતાના મીત્રની મદદથી જેને પદમણી મેળવીછે કી. ૦—૫—૦

**અભીમન્યુ ચક્રાવો**—કુરૂક્ષેત્રની અંદર પાંડવ અને કૌરવ વચ્ચે થએલી લડાઇમાં જેણે પોતાની નાની વયમાં દુશ્મનોને હરાવી વીજય મેળવી જેણે પોતાનું નામ રાખ્યું છે કીમત ૦—૧૨—૦

**જાલંધર આખ્યાન**—જાલંધર અને વૃંદાનું આબે-
હુબ ચરીત્ર કી ૧—૦—૦

**વીલાસ સુંદરી**—અદ્ભુત જાદુના પલંગ એકથી આઠ ભાગ વાંચવા લાયક કી. ૦—૫—૦

**મીરાંબાઇ નોવેલ**—ગીરધરલાલજીનો મહાન ભક્ત જેને પોતાની સાચી ભક્તીથી ઝેરના પ્યાલા અમૃત કરી પોતે પી ગયાં છે માટે આ સતી બાળાનું જીવન ચરીત્ર જરૂર વાંચો કીમત ૧—૦—૦

**મોહનની મોરલી**—આ પુસ્તકની અંદર કૃષ્ણચંદ્રે પોતાની મધુર મોરલીથી વ્રજ અને ગોપીઓને કેવી રીતે ઘેલી કરી ગુલતાન કરીછે માટે અવશ્ય વાંચો કીમત ૦—૫—૦

એ સીવાય અમારી પાસેથી વાર્તાઓનાં તેમજ નાટકોનાં અને ભજન તથા જોતીષનાં પુસ્તકો સામટાં તથા છુટક મળી શકશે.

લખો નીચેના સરનામે

બુકસેલર-મંગળદાસ જોઇતારામ.
રીચીરોડ-અમદાવાદ.

# જાહેર ખબર.



બુકસેલર. મંગળદાસ જોઇતારામના પુ
સ્તકાલયમાં વેચાતાં પુસ્તકોનું સુચીપત્ર

| | | |
|---|---|---|
| ચતુરસુંદર (બારભાગ) | કિંમત. | ૮—૧ |
| જસમા ઓડણ મોટી | ,, | ૮— |
| હાથલ પદમણીની વાર્તા. | ,, | ૦—૧ |
| હંસ જવારની વાર્તા. | ,, | ૧—૧ |
| કાના કુંભારની વાર્તા. | ,, | ૪– |
| ચંદ્રસેન વેણીપદમણી. | ,, | ૮– |
| સદેવંત સાવળીંગા. | ,, | ૦ |
| નરસીંહ મેહેતા નોવેલ. | ,, | ૮— |
| સુડા બોતેરી મોટી. | ,, | ૬ |
| જાલંધર આખ્યાન. | ,, | ૧ |

એ શીવાય તમામ જાતનાં
છપાવી કીફાયત ભાવે વેચનાર બુક
મંગળદાસ જોઇતારામ,
ચાચીઆરાડ અમદ

